# અનુક્રમણિકા.

# બાળગીત સંગ્રહ.

## ભાગ ૨ જો.

સંયોજક અને પ્રકાશક,

ભાઈચંદ પૂજાદાસ શાહ.

હેડમાસ્તર, તાલુકા સ્કૂલ, ડભોડા-મહીકાંઠા.

શોધિતવર્ધિત પ્રથમાવૃત્તિ. પ્રત-૧૧૨૫.

સંવત્ ૧૯૮૦. સને ૧૯૨૪.



અમદાવાદ ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત રૂ. ૦-૧૨-૦.

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮; ૫૨ | ૧;૧૧ | ઝું ડીપ; કપડ | ઝુંપડી; કપટ |
| ૨૪ | ૨૦;૨૧ | નરતા;૧ ધુર્ત્તને૨ | નરતા;૩ ધુર્ત્તને૪ |

૨૪ ની ફુટનોટમાં છેવટે "૩ શ્રેષ્ઠતા, ૪ ધૂર્તાને નમતા નહિ" એ શબ્દો વધારો.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૪ | ૨૫ | ફુટનોટ બધી | કાઢી નાખો. |
| ૬૩–૬૪;૬૮ | ૧૮–૮;૪ | गुरू; रुप; | गुरु; रूप |
| ૬૮;૬૯ | ૭;૧૩ | विहीन; કાચ | विहीनः; કાય |
| ૭૬ | ૧૦ | વિનયાધીનના | વિનયાધીનતા |
| ૮૭;૧૭૧ | ૧૫;૧૧ | સંગ્રામનો; ઈજિપ્નમાં | સંગ્રામનો; ઇજિપ્તમાં |
| ૧૩૯ | ૩ | સહસ્રરશ્મિ | સહસ્રરશ્મિ |
| ૧૬૪;૧૭૧ | ૯;૨૧ | રજપુર;ઠરે | રજપુત; કરે |
| ૧૬૯ | ૧૪ ને ૧૫ વચ્ચે "યુરોપ" | | એ શબ્દ મૂકો |
| ૧૭૨ | ૨૨ | પારા ગોનીયા | પાટાગોનીયા |
| ૫;૧૦ | ૧૨;૧૦ | જન્મ–માતૃ–ભૂમિ | જન્મ–માતૃ–ભૂમિ |
| ૧૦;૨૪ | ૭:૧૧ | માંદર;ભાક્ત | મંદિર;ભક્તિ |
| ૬૪;૭૭;૧૦૯ | ૨૨;૧૧;૯ | રાહત;હાર;પાત | રહિત;હરિ;પતિ |
| ૧૧૦,૧૨૬;૧૩૮ | ૧૫;૧૩;૧ | કાદ; ૮દલ;૮વશ્વના | કહિ;દિલ;વિશ્વના |
| ૭૬;૯૮ | ૨૦;૫ | ધનાશ્રા;રગપંચમા | ધનાશ્રી; રંગપંચમી |
| ૧૮;૨૫;૨૩ | ૧૫,૧૩;૧૬ | શક્ષક સંવત | શિક્ષક; સંવત્ |
| ૨૯;૧૭૧;૧૭૮ | ૧૦;૨૬;૧૮ | આષધ,મ્હા;સા | ઔષધ; મ્હેં; સૌ. |
| ૪૬;૧૨૧ | ૯;૩ | આવ;અને | આવે; એને |
| ૧૨૬;૧૬૧ | ૧૩;૨૪ | જમળ;જણાવ | જમળે;જણાવે |
| ૯૮;૧૪૦ | ૩;૨૫ | આંસુનાં; પીચષથી | આંસુના; પીયૂષથી |
| ૧૫૪;૧૮૬ | ૨૨;૨૧ | પૂવ;પધારા | પૂર્વ; પધાર્યાં. |
| ૧૭૮ | ૧૫ | શ્વરસ્તુતિ | ઈશ્વરસ્તુતિ. |



મહેરબાન મહારાજ કુમાર શ્રી ભવાનીસિંહજી સાહેબ-દાંતા-
ભવાનગઢ-(મહીકાંઠા.)

A ' 71—I ' hmi Art. Bombay, 8

# અર્પણ-પત્રિકા.

અનેક સદ્‌ગુણાલંકૃત શ્રીમાન,

**નેકનામદાર મહારાજ કુમાર શ્રી ભવાનસિંહજી સા. બહાદુર.**

સંસ્થાન દાંતા-ભવાનગઢ.

આપ નામદારે આધુનિક પરિવર્તનના સમયમાં ઉચ્ચ કેળવણી ઉત્કટ ઇચ્છાથી અને ખરા જીગરથી મેયો કૉલેજમાં સંપાદન કરી છે, અને હવે ઉત્સાહભેર રાજ્યકાર્યની ધુરા ધારી છે. તે દરમિઆન પ્રજાવર્ગને અનેક પ્રકારે સુખી કરવાની તેમજ આધુનિક સમયના અંગે થવા જોઈતા અનેક સુધારા દાખલ કરવા માટેની મહત્ત્વાકાંક્ષા માટે આપને ધન્યવાદ ઘટે છે.

પ્રજાના અભ્યુદયાર્થે કેળવણીના વિસ્તારની જરૂર છે એવી આપ નામદારની દૃઢ માન્યતાને લીધે, કેળવણી વધે તે હેતુથી સતત કાળજી રાખી પ્રયત્નશીલ રહો છો. પૂર્વે થઈ ગએલા પૂજ્ય ચીરસ્મરણીય પ્રજાપાળક રાજ્યકર્ત્તાઓને અનુસરી પ્રજામાં અભ્યુદય માટે કરના બોજા કમી કરી, ધાર્મિક, આર્થિક અને ઔદ્યોગિક ઉન્નતિ ઇચ્છી, પ્રજાજનોને પ્રેમભાવનાથી જુઓ છો, તેથી પ્રજા આપને ખરા જીગરથી ચહાય છે. આપ શ્રીની કીર્તિ મહીકાંઠા અને બહાર સર્વત્ર પ્રસરેલી છે. આપના આદર્શરૂપ ઉચ્ચાભિલાષી સદ્‌ગુણોથી મહીકાંઠાને મગરૂર થવા જેવું છે. એવા ઉત્તમ સદ્‌ગુણોથી વિભુષિત, દૃષ્ટાંતરૂપ, બાહોશ શ્રીમાનશ્રી મહારાજ કુમાર શ્રીની ઉજ્જવળ કીર્તિથી આકર્ષાઈ આપના ચરણમાં આ લઘુ ગ્રંથ પ્રેમપૂર્વક અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

આપ નામદારશ્રીનો સેવક,

**ભાઈચંદ પૂજાદાસ શાહ.**

હેડમાસ્તર, તાલુકા સ્કૂલ, હડોદ-મહીકાંઠા.

# પ્રસ્તાવના.

શિક્ષક તરીકેના લાંબા અનુભવથી મને સમજાયું છે કે—આવાં ગીતો બાળકેળવણીમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. બાળકો આવાં ગીતો કે જેમાં સરળ રાગ રાગણી હોય, તે સહેલાઈથી સમજી, મુખપાઠ કરે છે, ગાય છે, અને તે મધુર રાગથી ગવાતું સાંભળવા અતિ ઉત્સુક હોય છે. તે દ્વારા તેમનાં કુમળાં મન ઉપર સંગીતના આનંદ સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ઇશ્વરસ્તુતિ, રાજસ્તુતિ, અને નીતિની ઉંડી—સજ્જડ—વજ્રલેપ છાપ પડે છે, અને સાથે સાથે નીતિશિક્ષણ પણ મળે છે; તેથી આવાં બોધદાયક ગીતો શાળાઓ—કૉલેજો—વિદ્યાર્થીઓ, શિક્ષકો અને જનસમાજમાં છૂટથી વંચાતાં અને ગવાતાં થાય એ ઇચ્છવા જેવું છે, આ ઉદ્દેશથી આકર્ષક, બોધદાયક, નીતિ અને આદર્શ સદ્‌ગુણોનો પ્રતિઘોષ પાડે તેવાં રસમય ગીતો ચૂંટી કાઢી, મિત્રો તરફથી મેળવી, વાનગી તરીકે જનસમાજ અને કેળવણીના હિતચિંતક ચાલકો સમક્ષ મૂકવાની ઉત્કટ ઇચ્છાથી પ્રેરાઈ પ્રથમ મેં બાળગીત સંગ્રહ પ્રગટ કરેલું જે શાળોપયોગી—લોકોપયોગી નીવડયાથી તે મુંબઈ ઇલાકો, કાઠિઆવાડ એજન્સિ, અને વડોદરા રાજ્યમાં ઇનામ—લાયબ્રેરિ માટે મંજુર થયું છે; તેથી આ દ્વિતીય સંગ્રહ બાળકો—ઉચ્ચ કોટીના શાળા—કોલેજોના વિદ્યાર્થીઓ—શિક્ષકો વગેરેને પણ ઉપયોગી થઈ પડે, તે ઉદ્દેશથી પદ્ય સાથે ઉપયોગી ગદ્ય લેખો પણ ઉમેરી ખાસ કાળજીપૂર્વક સંકલના કરી છે, અને આ યત્કિંચિત પ્રયાસ જનસેવામાં અર્પણ કરવાનું ઇચ્છયું છે.

શાળાનું દરરોજનું કામ શરૂ કરતાં પહેલાં પ્રારંભમાં આવાં ગીતો ગવરાવી, પછી અભ્યાસ શરૂ કરવામાં આવે છે, એવો પ્રથા હાલમાં ચાલુ છે. અનુભવથી જણાયું છે કે આથી બાળકોને ઘણો આનંદ થાય છે, અને તેની ઉંડી છાપ પડે છે.

શાળાઓ અને કૉલેજોમાં થતા ઇનામ કે અન્ય સમારંભ પ્રસંગે વિદ્યાર્થીઓના વાલીઓ તથા સંભાવિત સભ્યજનોને નિમંત્રે છે, અને તે પ્રસંગ અતિ–આનંદમય નીવડે તેવો કાર્યક્રમ ગોઠવાય છે, આવો પ્રથા કેટલાંક વર્ષથી આધુનિક કેળવણીના વૃદ્ધિંગત પામતા જમાનામાં પ્રચલિત થતો જાય છે; અને સારી ગણાતી શિક્ષણ સંસ્થાઓમાં આ પ્રથા દિન પ્રતિદિન પૂર ભભકા સહિત ઉજવાય છે, અને આવી આવશ્યકતાને પ્રાધાન્ય અપાય છે. સુધરેલા દેશોમાં આવા પ્રસંગાનુસાર સમારંભોમાં આનંદ–પ્રમોદ આપવા અને રસ લાવવા માટે ગુરુભક્તિ, ન્યાય, સત્ય, પરોપકાર, દયા, ટેક, દેશપ્રેમ, વગેરે ઉત્તમ નીતિમય સત્ત્વોનું તારતમ્ય ઉત્તમ બોધ સાથે હાર્દિક આનંદ–ગમ્મત આપી સચોટ અસર કરે–ઉંડી છાપ પાડે–હસાવે; તેવા હેતુ પુરઃસર ખાસ ચૂંટી કાઢેલાં ગીતો–ગરબા, બાળ–બાળાઓ ગાઈ બતાવી સભાજનોનાં મન રંજન કરે છે, આથી શ્રોતાજનો ઉપર ઘણી સારી અસર થાય છે, તેથી દીન પ્રતિદીન જનસમાજમાં તેની ઉપયોગીતા વૃદ્ધિંગત પામતી જાય છે.

આવાં ભિન્ન ભિન્ન નીતિમય રસમય ગીતો ભાવપૂર્વક ગવાતાં સાંભળવાથી ઓર આનંદ આપે છે, અને વાંચવાથી નિવૃત્તિમાં વિનોદ સાથે બોધ બક્ષે છે, તેથી આવું બાળસાહિત્ય બાળકેળવણીની લાગણી જેમના હૃદયમાં રમી રહી છે એવા સભ્ય શિક્ષકો અને સજ્જનો તરફથી ઘણું ઉપસ્થિત થવાની આવશ્યકતા છે.

આ સંગ્રહમાં ૨૪૮ ગીતો અને ૫ ગદ્ય લેખોનો સંગ્રહ છે. ગુજરાતશાળાપત્રમાં પ્રગટ થએલાં ગીતો લેવાની મંજુરી મે૦ એડિટર કેખુશરૂ અરદેશર બાલા સાહેબે આપી છે, તેમજ ઉત્સાહી અને રિટાયર્ડ તાલુકા માસ્તરો શ્રીયુત ગિરિજાશંકર કરુણાશંકર ભટ્ટ, જગજીવન કાલિદાસ પાઠક; સ્વર્ગસ્થ પોપટલાલ કેવળચંદ શાહ, બાલુભાઈ

રતનચંદ શાહ, અને 'ખડાયતામિત્ર'ના એડિટર શ્રીયુત કેશવ હરગોવિન્દ શેઠે ઘણાં ગીતો પૂરાં પાડયાં છે. તેમજ વિદ્યાવિભૂષિત ગુર્જરરત્નોનાં છૂટાં છવાયાં લખાયેલાં ગીતો અને ફકરા દાખલ કર્યા છે. તેમનાં મુબારક નામો લેખ નીચે દર્શાવ્યાં છે, તેથી તે પુનઃ નહિ ઉલ્લેખતાં આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માની વિરમું છું.

કેટલાંક મળેલાં ગીતો સુધારી વધારી ઉપયોગી થઇ પડે તેવા રૂપમાં મૂક્યાં છે. હવે પછી અનુભવી શિક્ષકો, હિતચિંતકો, આ સંગ્રહને લગતું ઉપયોગી સાહિત્ય મોકલશે કે યોગ્ય સૂચના કરશે, તો તે સ્વીકારી આભારી થઇશ.

મને શ્રદ્ધા છે કે—આ સંગ્રહ નાનાં બાળકો અને ઉચ્ચ કોટીના બાળકો-શિક્ષકોને ઉપયોગી નીવડશે, અને મારો શ્રમ સાર્થક થશે, તેમજ જનસમાજ તરફથી મને યોગ્ય ઉત્તેજન મળશે. એજ અસ્તુ!

ડભોડા. } ભાઇચંદ પૂજાશાહ.
મકરસંક્રાન્તિ. } હેડમાસ્તર, તાલુકાસ્કૂલ ડભોડા—મહીકાંઠા.

## એકજ નાથ. ( ભૈરવી. )

મન એકથી મિલાવો—
ચાહે રામ રહીમ મૂર્તિ અંતર કૃષ્ણની લાવો; મન૦
સુરદાસે ભજ્યા તે શ્યામ સુંદીરવર,
પ્રહ્‌લાદે સ્મર્યા શ્રી રામ રઘુવર,
ભિન્ન સ્વરૂપે શક્તિ એકજ પરમપદે ઝુકાવો; મન૦
ઝાઝા દેવ ચરણરજ ચુમતાં,
ભૂખ્યો રહે મહેમાન ભટકતાં,
ધ્રુવતારક સમ એક ટેકથી એકજ નાથ રિઝાવો; મન૦

## ॥ तैत्तिरीयोपनिषद्‌नी अनुशास्ति ॥—શિષ્ટશિક્ષા.

| | |
|---|---|
| १ सत्यं वद | ૧ સાચું બોલ. |
| २ धर्मं चर | ૨ ધર્મે ચાલ. |
| ३ स्वाध्यायान्मा प्रमदः | ૩ ભણવામાં આળસ ન કર. |
| ४ आचार्याय प्रियं धनमाहृत्य प्रजा-तन्तुं मा व्यवच्छेत्सीः | ૪ ગુરુને ઇષ્ટ ધન આપીને (સંતોષ પમાડીને) સંસારધર્મનો ત્યાગ ન કર. |
| ५ सत्यान्न प्रमदितव्यम् | ૫ સત્યથી ભ્રષ્ટ ન થવું (ખસવું નહિ). |
| ६ धर्मान्न प्रमदितव्यम् | ૬ ધર્મથી ભ્રષ્ટ ન થવું. |
| ७ कुशलान्न प्रमदितव्यम् | ૭ જ્ઞાની તરફ પ્રમાદ ન કરવો. |
| ८ भूत्यै न प्रमदितव्यम् | ૮ સ્વહિત (સાચાહિતનાં એટલે કલ્યાણનાં) કાર્યમાં ગાફલ ન થવુ. |
| ९ स्वाध्याय-प्रवचनाभ्यां न प्रमदि- [ तव्यम् | ૯ ભણવા-ભણાવવામાં પ્રમાદ ન કરવો. |
| १० देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् | ૧૦ દેવ અને પિતૃનાં કામમાં પ્રમાદ ન કરવો. |
| ११ मातृदेवो भव | ૧૧ મા જેને દેવ છે એવો થા. |
| १२ पितृदेवो भव | ૧૨ પિતા જેને દેવ છે એવો થા. |
| १३ आचार्यदेवो भव | ૧૩ ગુરુ જેને દેવ છે એવો થા. |
| १४ अतिथिदेवो भव | ૧૪ અતિથિ જેને દેવ છે એવો થા. |
| १५ यानि अनवद्यानि कर्माणि तानि त्वयोपास्यानि नो इतराणि | ૧૫ જે સારાં કામો (છે) તે તેં કરવાં. ન કરવાં બીજાં. (બીજાં કામો કરવાં નહિ). |
| १६ यानि अस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि | ૧૬ જે અમારાં સારાં (કામ હોય) તે તેં કરવાં. બીજાં ન કરવાં. |

| Sanskrit | Gujarati |
| --- | --- |
| १७ ये के चास्मच्छ्रेयांसो ब्राह्मणाः तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम् | ૧૭ જે કોઈ અમારાથી શ્રેય બ્રાહ્મણો (હોય) તેઓને તારે આસન આપવું* |
| १८ श्रद्धया देयम् | ૧૮ શ્રદ્ધાથી (દાન) આપવું. |
| १९ अश्रद्धयाऽदेयम् | ૧૯ અશ્રદ્ધાથી ન આપવું. |
| २० श्रिया देयम् | ૨૦ પોતાની શક્તિ પ્રમાણે આપવું. |
| २१ ह्रिया देयम् | ૨૧ (લોક) લજ્જાથી (પણ) આપવું. |
| २२ भियादेयम् | ૨૨ (શાસ્ત્રની આજ્ઞાના) ભયથી (પણ) દેવું. |
| २३ संविदा देयम् | ૨૩ દેશ, કાળ અને પાત્રના જ્ઞાનથી આપવું. |
| २४ अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तिविचिकित्सा वा स्यात् ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः युक्ताः आयुक्ताः अलूक्षाः धर्मकामाः स्युः यथा ते तत्र वर्तेरन् तथा तत्र वर्तेथाः | ૨૪ હવે જો તને કર્મમાં શંકા (થાય) કે કુલાચારમાં શંકા થાય (તો) જે ત્યાં બ્રાહ્મણો વિચારશીલ જોડાએલા સ્વતંત્ર અક્રોધી ધર્મની ઇચ્છાવાળા હોય જેમ તેઓ ત્યાં વર્તતા હોય તેવી રીતે તારે પણ ત્યાં વર્તવું. |
| २५ अथाभ्याख्यातेषु ये तत्र ब्राह्मणाः सम्मर्शिनःयुक्ताः आयुक्ताः अलूक्षाः धर्मकामाः स्युः यथा ते तेषु वर्तेरन् तथा तेषु वर्तेथाः | ૨૫ હવે પાતકાદિની શંકામાં— જે ત્યાં બ્રાહ્મણો વિચારશીલ જોડાએલા સ્વતંત્ર અક્રોધી ધર્મની ઇચ્છાવાળા હોય જેમ તેઓ તેમાં વર્તે તેમ તેમાં તારે વર્તવું. |
| २६ एष आदेशः, एष उपदेशः, एषा वेदोपनिषत्, एतदनुशासनम्. एवं उपासितव्यम् एवं उच एतत् उपास्यम्. | ૨૬ આ શાસ્ત્રાજ્ઞા, આ ઉપદેશ, આ વેદનો સાર, અને આ ઇશ્વરની આજ્ઞા છે. આમ ઉપાસવું. આમ જ આ ઉપાસ્ય છે. |

* અથવા તેઓના આસન ઉપર તારે ન બેસવું.

# બાળગીત સંગ્રહ.
## ભાગ ૨ જો.

---

(શિક્ષકો અને ઉચ્ચકોટીના વિદ્યાર્થીઓ માટે.)

---

### ૧. માતૃભૂમિ વન્દન.

---

**નન્દનવનશો દેશ.**

નન્દનવનશો દેશ, સખીરી! નન્દનવનશો દેશ;
વન્દન યોગ્ય પ્રદેશ, સખીરી! નન્દનવનશો દેશઃ
બ્રહ્મતેજભર બ્રહ્મવેદી, જ્યાં બ્રહ્મતણો ઉપદેશ;
બ્રહ્મનાદથી રાસ રમે જ્યાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશઃ
દિવ્ય એ નન્દનવનશો દેશ.
—નન્દન

ત્રિવિધતાપહર તપે તપોવનસમ અમ દેશ હમેશ;
તિમિર વિદારક રવિ-દીપનો અખંડ જ્યાં ઉજેશઃ
અચલ એ નન્દનવનશો દેશ.
—નન્દન

પતિતપાવન, પરમ પુણ્યનો જ્યાં ભંડાર વિશેષ;
યશ કીર્તન ગુણ ગાય શારદા, સહસ્રફણાએ શેષઃ
પુનીત એ નન્દવનશો દેશ.
—નન્દન

અમર શૌર્યનું વીરક્ષેત્ર, જ્યાં આત્મબલિ ઉદ્દેશ;
જયટંકારી નિડર આર્યના ભલે ભિન્ન હો વેશઃ
એક પણ નન્દનવનશો દેશ.
—નન્દન

ધર્મ, પ્રેમ ને સત્ય, જ્ઞાનનો પુરાણ પિતૃદેશ;
રક્ષિત ગિરિ-રત્નાકર, ઋતુથીઃ રક્ષક જ્યાં પરમેશઃ
હિન્દ એ નન્દનવનશો દેશ.
—નન્દન

ધામ, ધરા, વન, ઉપવન, ફળફૂલ રમ્યઃ નિવારક ક્લેશ;
અન્ન, હવા, જળ, જીવન પોષક, મલિનતા નહિ લેશઃ
પરમ એ હિન્દ આપણો દેશ.
—નન્દન

અખૂટ રત્ન અધ્યાત્મ ખજાને ન્યાલ થએલ નરેશ;
"જયડંકો અહીં ગગન ગજવશે" એ ઈશ્વર આદેશઃ
પ્રવાસી! પધારશો એ દેશઃ
આર્યને ઉજ્જ્વલ ભારત દેશઃ
—નન્દન

કેશવ હ૦ શેઠ.

## ૨. ભરતભૂમિ.

### રુચિરા છંદ.

ધન ને ધાન્યતણા ઢગલાથી જે ભૂમિ રહી સદા શોભી.
પુષ્પ પત્રથી લચી રહેલી, જોતાં રહે મનડું લોભી;
જેની સ્મૃતિ છે પુનિત પાવની, સુખ સંપત્તિ જ્યાં દિસે ઘણી.

ક્વે કવિજન કોડે જેને સકળ વિશ્વની શીરોમણી !
એવી ભૂમિ શોધે ન સાંપડે, વંદું તારાં ચરણ ચૂમી.
મહીમંડલની મહારાણી સમ જય જય મારી ભરતભૂમિ. ૧

ક્યાં છે આવી ગિરિશ્રેણીઓ ગગને વાતો કરી રહી ?
ક્યાં છે આવી સુંદર સરિતાઓ ઝમઝમ સ્વરથી વહી જતી ?
ક્યાં છે આવું નીલ ગગન તલ ? ક્યાં છે આવી રમ્યભૂમિ ?
ક્યાં છે આવી શસ્ય પંક્તિ જે પવન લહરીએ રહી ઝૂલી ?
આવી ભૂમિ શોધે ન સાંપડે, વંદું તારાં ચરણ ચૂમી.
મહીમંડલની મહારાણી સમ જય જય મારી ભરતભૂમિ. ૨

કઈ ભૂમિમાં ચળકે આવો રાત્રિ સમયે ધવલ શશિ ?
સૂર્ય, ગ્રહો ને મધુર તારકો આવાં ઓપે કઈ ભૂમિ ?
આવી મેઘ ઘટામાં ચપળા કઈ ભૂમિમાં ખેલી રહી ?
કલ કલ રવ કરતાં પંખીગણ આવાં શોભે કઈ ભૂમિ ?
આવી ભૂમિ સ્વપ્ને ન સાંપડે વંદું તારાં ચરણ ચૂમી,
મહીમંડલની મહારાણી સમ જય જય મારી ભરતભૂમિ. ૩

હશે કહો ક્યાં કુસુમ ગુચ્છને ભારે નમતી લલિત લતા ?
ક્યાં કુસુમોને પુંજે પુંજ, અલિગણ ગુંજી સ્વર ભરતા ?
ક્યાં કુંજોમાં કિલકિલ રવથી પંખી મધુર નિનાદ ભરે ?
ક્યાં તરુની શિતળ છાયામાં પશુ પંખી વિશ્રામ કરે ?
આવી ભૂમિ શોધે ન સાંપડે વંદું તારાં ચરણ ચૂમી,
મહીમંડલની મહારાણી સમ જય જય મારી ભરતભૂમિ. ૪

તવ અગણિત ઉપકારો જનનિ ! નિશદિન મારે હૃદય વસો,
તમ ચરણો મમ વક્ષઃ સ્થળથી જનનિ કદિ ના દૂર ખસો;
મુખે ગાઉં તુજ કીર્તિગાન મા ! સુણું સદા તુજ યશ શ્રવણે,

જન્મ જન્મ હોજો તુજથી મા, થજો મરણુ પણુ તુજ ચરણે,
આવી ભૂમિ શોધે ન સાંપડે, વંદું તારાં ચરણુ ચૂમી;
મહીમંડલની મહારાણી સમ, જય જય મારી જન્મભૂમી. ૫

પોરબંદર. શ્રીયુત જગજીવન કાલિદાસ પાઠક.

---

૩.

મારી ભારતભૂમિ!
રૂપાળી, રઢીયાળી, યશાળી, સુશીલ પુનિત!
તારા ચરણુ ચુમી,
આનંદે વંદુ જય જય હરદમ નિત્ય!

દુનિયામાં દેશ અનેકજ છે;
સૌ સૌમાં કાંક વિશેષજ છે!
પણુ તુંતો અલૌકિક એકજ છે!
મારી ભારતભૂમિ—

કોણુ આવે હિમાલયની હારે?
કોહીનુરે અન્ય હીરા હારે;
વણુ શેલડી સરસ સાકર ક્યાં રે
મારી ભારતભૂમિ—

સ્થળ સ્થળ સોહે,
નવરંગી રમણી મનડાં મોહે
જાણે વાડી વિશ્વંભરની હોએ—
મારી ભારતભૂમિ—

સાથે વિશ્વંભરવાની તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,

તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,—
મારી ભારતભૂમિ—
સ્ત્રીઓ પણ અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી;
ઇતિહાસ જ છે એનો સાખી—
મારી ભારતભૂમિ—
તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહાશિળ નિર્મળ બુદ્ધિવાળાં;
અહા! "દેવાં કમાડે પડે ન તાળાં,"
મારી ભારતભૂમિ૦—
સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમ;
તારી ભક્તિ રગેરગ રહીજ ધુમી,
મારી ભારતભૂમિ૦—
રચ૦ નવલરામ.

## ૪. માતા અને માતૃભૂમિ.

(વસંતતિલકા.)

જે માવડી ઉદરથી નવ જન્મ પામ્યો,
જે ભૂમિના રસકસે તનવ્યાધિ વામ્યો;
જે સ્વર્ગથી અધિક પૂણ્યવતી ગણાય,
તે માતના ચરણમાં નમું આણી વ્હાલ.

સીતારામ જે. શર્મા.

ઉદર—પેટ. નવ—નવો. ભૂમિ—જગા. તનવ્યાધિ—શરીરના રોગ. વામ્યો—શમ્યો, ઘટયો. ચરણ—પગ.

## ૫. સ્વદેશ ઉપર મમતા રાખવા વિષે.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.)

સ્વદેશની મમતા મનથી નવ મૂકીએ, સોએ સો કદી સંકટ આવે શિશ જો;
ચૂરા થઈ પડિયે પણ ચિત નવ ચૂકીયે, સ્વદેશનું શુભ ચિંતવીયે દિનનિશ જો.
જન જાતિનો દેહ ધર્યો જે દેશમાં, તે ભૂમિને ગણિયે માતા તુલ્ય જો;
હેડે ધરીયે હેત વિશેષ હમેશમાં, ઉત્તમ ગણિયે અન્તર મહીં અમૂલ્ય જો.
સદૈવ કરીયે યત્ન સ્વદેશ સુધારવા, કામ પડે તો કરીએ તન કુરબાન જો;
વળી શ્રમ કરીયે ત્યાં ઉદ્યોગ વધારવા, સ્વદેશ તરતો કરવા ધરીયે તન જો,
સંપ વધે સૌ જનને જેમ સ્વદેશમાં, એવા એવા કરીયે અધિક ઉપાય જો;
કષ્ટ ન પામે કોઈ કુસંપ કલેશમાં, સંપી જંપીને સૌ સુખીયાં થાય જો.
સ્વદેશમાં જે કોઈ કુસંપ કરાવશે, નિશ્ચે જાણો પાપી તેનું નામ જો;
અનેક જનને અતિ સંકટ ઉપજાવશે, દુર્જન તેને કહે છે દલપતરામ જો.

## ૬. સ્વદેશ.

(ગઝલ.)

સંસાર ભર મેં ઉંચા, પ્યારા મુકુટ હમારા;
માનો પડા ગગન હૈ, ઉસકા લિયે સહારા.
યહ હૈ પ્રમાણ ઉસકા, યે હમ બડે જગતમેં;
હોવે ન અબ ભલે હી, અચ્છા સમય હમારા.
ભગવાનને યહાં હી, અવતાર સબ લિયે હૈં;
સુનતા ન હો ભલેહી, વહ આજ દુઃખ હમારા.
અર્જુન વ ભીષ્મ કે સમ, વીર ઇસ જગહમેં;
હૈ કાયરોં મેં યદ્યપિ, અબ નામ હા! હમારા.
નારદ, વસિષ્ઠ આદિક, કા જન્મથલ યહી હૈં;
યદ્યપિ અસભ્ય-જગમેં,' આગે હૈ પગ હમારા.

પર અબસે દિખ પડેગા, યહ પૂર્વ, પૂર્વ કે સમ;
જબ જ્ઞાન રવિકી કિરણેં, ખાવેંગી તમ હમારા.

× × × ×

બસ અબ વિનય હમારા, તુમસે પ્રભો! યહી હૈ;
ઉન્નતિ કે માર્ગ મેં યહ, ભારત બઢે હમારા.

(બાલ સખા)

## ૭. "હમેતો ભારતના સંતાન."

હમે તો ભારતના સંતાન, હમારે દિલે દેશ અભિમાન;
હમોને એક હૃદય છે જાણુ, હમારા દેશ તણું કલ્યાણ.

—હમે તો ભારતના સંતાન—

જગતઝુલાપર ઝુલે હમારો, પ્રથમ દિવ્ય આ દેશ;
વિશ્વવાડીમાં શ્રેષ્ઠ ગણાતો, અનુપમ હિંદ વિશેષ.

—હમે તો ભારતના સંતાન—

નભમંડળ જ્યાં ગ્રહો રાજે ત્યાં શશિ શ્રેષ્ઠ પંકાય;
દેશ હમારો ત્યમ અવનિપર શશિ સમો લેખાય,

—હમે તો ભારતના સંતાન—

ધર્મ નીતિ કર્તવ્ય લેખથી આર્યજીવન સચવાય;
ઉન્નતિ શાથી આર્ય વિરલા, સ્વતંત્રતાને ચહાય.

—હમે તો ભારતના સંતાન—

દેશ ઉદ્ધારણ કારણ સૌજન સ્વાર્થ સિદ્ધિ દૂર કરો;
સ્નેહીજનો કરી હુન્નર—સેવન દેશદુઃખો પરહરો.

—હમે તો ભારતના સંતાન—

મનપ્રમાદ.

## ૮. માડીની ઝુંડીપ.

દુઃખીયાંનો વિસામો રે, માડી તારી ઝુંપડી,
રણુવગડાનો છાંયો રે, આંધળીઆની લાકડી.
કુંજ નિકુંજે લચી વલ્લરી,[1] નિર્ઝરીઆં[2] સંતાય.
અમલ[3] કમલ દલપર પંખીડાં, બ્રહ્મલીલાને ગાય.
રઢિઆળી એ વાડી રે, સોહવતી[4] જે ઝુંપડી,
આજે ખાત્રા ખાતી રે, નિર્જન રણમાં ઝુંપડી—દુઃખિયાં૦

ધર્મ કર્મ રસ કસ લુંટાયાં, ઘર ઘર વખરી[5] હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું ખેંચાયાં નિજ ચીર;
લુંટાતી ઓ માડી રે, ખાલી તારી ઝુંપડી;
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝુંપડી—દુઃખિયાં૦
ઘન સીંચી ખેતર સુકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિજુની આંખડી દેતી પંખીડાં પામે ત્રાસ,
તેને સ્હોડે રહાતી[6] રે, માડી તારી ઝુંપડી;
પોષણીઆં શી પાતી રે, આછી જાડી રાબડી—દુઃખિયાં૦
વન[7] વિંટયાં સિંચાણે સઘળાં, અવક્ષ પડયાં નિજ બાળ.
ઠામ ઠર્યાંને હડધુત કરીને રણુવગડે દે માર;
અંકે[8] લેવા ધાતી રે, તેને માતા રાંકડી,
શીળી છાંયે ધાતી રે, માડી તારી ઝુંપડી—દુઃખિયાં૦
કણુ કણુ કાજે વન વન[9] વિંઝે નિજ બાલુડાં પાંખ,
પણુ સુખદુઃખનાં લ્હાણાં લેવાં, ઠરતી નિજપર આંખ,

---

૧ વેલી, ૨ ઝરણાં, ૩ નિર્મળ, ૪ સોહામણી લાગતી, ૫ રાચરચી
૬ સોડમાં રાખતી, ૭ પરદેશ, ૮ ખોળામાં, ૯ દેશપરદેશ,

અંતે તું સંઘરતી રે માતા મ્હારી દુબળી;
પ્રભુનો પંથ દાખવતીરે માતા તારી ઝુંપડી—દુખિયાં૦

તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુધાનો[1] સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સુરલોકનું[2] દ્વાર;
નંદનવન થી વ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મ ભૂમિ વ્રત પાળી રે, શણગારીશું ઝુંપડી—દુઃખિયાં૦

રવ૦ જીવાભાઇ પટેલ.

---

## ૧. નમું માતૃભૂમિ ગુજરાત !

### પદ્ય.

નમું માતૃભૂમિ ગુજરાત રે !
મારી માનવતી ઓ માત !
"જય ! જય ! ગરવી ગુજરાત !"
નમું માતૃભૂમિ ગુજરાત ! ટેક.

મનહર તરુવરધારી ભૂમિ તું !
પાવન ક્ષેત્ર તું આર્યભૂમિનું !
રસ કસ મયતાર્થી બહુ વખણું તું
કાંચન ભૂમિ સાક્ષાત રે—
નમું માતૃભૂમિ ગુજરાત ! ૧

સરવર સાગર પૂર્ણ સરિતા,
પિતૃભૂમિ મુજ તુજ જનેતા !
વત્સલ ભાવ તું રાખજે માતા !
કરજે બહુ વિધ લાડ રે !
નમું માતૃભૂમિ ગુજરાત ! ૨

---

૧ અમૃત, ૨ દેવલોક.

અનેક થયા તુજ પુત્ર કદાપિ—
કોઈએ તને પર સ્વાધીન સોંપી
શાપ ન આપ્યો તેં ય તથાપિ,
ધન્ય ! વત્સલ ભાવ એ માત રે!
નમું માતૃભૂમિ ગુજરાત ! ૩

મોટા મોટા મહિપતિ મકલાયા,
તું પર સુંદર મંદિર સ્થાપ્યાં;
યશ દુંદુભિ બહુ વગડાવ્યાં;
પણ હાલ ન નામ નિશાન રે.
નમું માતૃભૂમિ ગુજરાત ! ૪

તું પર ચાલી ગયા વનરાજા,
તું પર મ્હાલી ગયા સિદ્ધરાજા;
માધવ, કર્ણ સમા નર ઝાઝા,
તોય દેવિ તું કેવી કૃપાળ રે!
નમું માતૃભૂમિ ગુજરાત ! ૫

રંક અને વળી રાય સહજ પણ,
તેં ઉપજાવ્યાં રત્ન વિલક્ષણ;
કોડે ઉછેર્યાં કવિ કુલ ભૂષણ,
ભક્ત-કવિની તું ખાણ રે !
નમું માતૃભૂમિ ગુજરાત ! ૬

પ્રીતમ, પ્રેમ, અખા, ઉપજાવ્યા,
સામળ, ધીરા, દયા પ્રકટાવ્યા,
નર્મદ, નવલ, દલપત્ત રમાડ્યા,
શું લેખિની લખશે વખાણ રે !
નમું માતૃભૂમિ ગુજરાત ! ૭

ધન્ય ! મને બહુ ધન્ય હું માનું
તુંજ સમી માવડીથી અતિ રાચુ !
તારી કૃપા બહુ પ્રેમથી યાચુ,
તને શતધા પ્રેમે પ્રણામ રે!
નમું માતૃભૂમિ ગુજરાત ! ૮
"જય ! જય ! ગરવી ગુજરાત રે ! !

જ. દા. ત્રિપાઠી.

## ૨ ગુણવંતી ગુજરાત.

( લાવણીને મળતો ).

ધન્ય હો ધન્ય પુરાણ પવિત્ર,
અમારી ગુર્જરી ચિત્ર વિચિત્ર;
પ્રણમીએ ગુણવંતી ગુજરાત,
માણીએ જયમંગલ ભલી ભાત. ટેક.

મ્હોં માગ્યા જ્યાં મેહ પીરસતા અમીરસ કસની છોળ,
કણના કળશી લણતા કૃષીવલ ખેતર ભરચક મોલ;
ધાન્યના ઢગલા જ્યાં ઉભરાય,
લીલવણીથી લોચન લહેરાય, ૧

ધીંગી ધેનુનાં ધણ લુઝરી ધમકે ધપતાં વીડ,
નરવાં ગરવાં દઈ દૂધલિયાં ભાંગે પેટની ભીડ;
છાશથી વિલાય કંઠનો શોષ,
નવનીતે પામે જન સંતોષ. ૨

કુંજ નિકુંજ લચે ઝુમઝુમતાં નંદન વન લજવાય,
આમ્ર મંજરી પર કોકિલના કલરવ મધુર લપાય;
ગુલાબે મસ્તક લવે ઝુલૂ ઝુલૂ,
પરિંદાં પરવરતાં મશગૂલ, ૩

સુર–સુંદરી સમ સુંદર રમણી શોભન ગુણ ધરનાર,
ગૃહ આંગણુએ ઘર રખુ ગૃહિણી સૌખ્ય પ્રભા ભરનાર;
ઉછંગે ઝૂલે દૂધમલ બાળ,
ભૂમિના ભાવિ એ રખવાળ. ૪

પર ઉપકારે પ્રાણ પાથરે શીલનમણાં નરનાર,
પરમ પરોણાગત પંકાયે જ્યાંની અપરંપાર;
વિણ વાસ્યા વસ્યા કુટિર મંદિર,
પધારો દેશી વિદેશી વીર. ૫

મહાવીર બોધ્યા રઢિયાળા અણમોલ અહિંસા સૂત્ર,
સ્વપ્ન, જાગૃતિ, દશે દિશામાં પાળે ગુર્જરી પુત્ર;
કીડીથી કુંજર નિર્ભય છેક,
વિહરવા સ્વતંત્ર હક છે નેક. ૬

પરસેવામાં પ્રીત પરોવે, કરુણાથી ભરપૂર,
અંધારે ઘેર્યા દિલડાનાં રેડે રાહત નૂર;
રૂઝાવે ઘાયલ જનના ઘાવ,
બુઝાવે ઉરજલન ધરી ભાવ. ૭

નદી, નાળાં, સર, નિર્ઝર શ્રેણી, નિર્મળ મસ મલકાય:
મંદાકિની સમ મીઠડાં હળવાં વારિથી છલકાય;
ઘૂંટડે પીયૂષનાં જ પ્રકાશ,
વ્યાધિનો પળમાં થાય વિનાશ. ૮

ચંદનના વન મલયે વીંધી વાયુ મનોરમ વાય,
તન, મન, નૂતન જીવન પામી પરમ પ્રફુલ્લિત થાય;
સહુને એક બીજાં પર પ્રેમ,
સાધતા અન્યો અન્યનું ક્ષેમ. ૯

શૌર્યઝનૂને ઝઝૂમનારા જન્મ્યા અહિં રણધીર,
રણાંગણે ભડનાં ધડ લડતાં પડતાં ધરણે શીર;
રક્ષવા કુટુંબ, માતૃ પ્રદેશ,
ન દેતાં પ્રાણ ડર્યા લવલેશ. ૧૦

ઘોડારે ભભકે હણહણતા તેજીલા તોખાર,
અશ્વવાર સહ પવનવેગથી કષ્ટ સમે ઉડનાર;
ધુરિધર હાલરૂ ક્ષેત્રે જાય,
અતુલ બળથી ક્ષેત્ર ખેડાય. ૧૧

દૂધલાં, શીળાં, તેજે ચારૂ ચન્દ્રિકા સુખદેણ,
ચોક પૂરે ગામડિયણ ગોરી, ગરવી ગજવે રેણ;
રાસ હીંચ ઝીલે બાળા બેશ,
હલક એ હૈયે રમતી હમેસ. ૧૨

કાંઠલડે અમી-અબ્ધિ ઉછાળે મોતીડાની છોળ,
ગુર્જર ગૌરવથી ગંભીર એ સૃજન થકી તરબોળ;
લક્ષ પર વહવે ગુર્જરી વ્હાણ,
જાળવે સંતાનોના પ્રાણ. ૧૩

આર્યાવર્ત અખિલ આલમમાં રાજે છે શીરતાજ,
ગુર્જરાષ્ટ્રના અનુપમ તેમાં ભાતભાતના સાજ;
ધર્મની ધ્વજા અહિં ફરકાય,
નીતિમાં નેહે સહુ હરખાય. ૧૪

પ્રાતઃ સ્મરણીય સતી શિરોમણિ પતિપ્રાણ પંકાય,
ભક્ત, કવિવર, ધર્મસ્થાપકો, દેશદીપક દીપાય;
મહા અહિં જન્મ્યા મુનિ મહારાજ,
સેવતાં થાય સફળ સહુ કાજ. ૧૫
પ્રભુજીની આ પુણ્યલીલાનું લાડકવાયું સ્થાન,
પગલે પગલે પ્રભુતા પમરે ડગલે દિવ્ય નિશાન;
દેવ ગુજરાતે રીઝે રોજ,
માનવી કેમ ન માણે મોજ ? ૧૬
ઉપકારે ઉપકાર વાળવો એમાં શું સરસાઈ ?
અપકારે ઉપકૃતિ કરનારા ગુર્જર વીરની સત્રાઈ;
હણો ના, હોમો આપણી જાત,
મર્મ એનો લે છે સહુ ભ્રાત, ૧૭
કલ્પલતા પારસમણિ સરીખી મોંઘેરી અમ માત,
અનંતતા લગી ઉજવ જીવનને ઉજ્જત ને રળિયાત;
નિરંતર રહે કુશલ આબાદ,
ઉતરજો ઈશ્વર-આશીર્વાદ. ૧૮
ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

૩.

વ્હાલું વતન ગુજરાત, અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત !
સ્વર્ગભૂમિ સાક્ષાત્ અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત ! ટેક.
પારનેર ને પાવાગઢ સમ પ્હાડો જ્યાં રળિયાત;
પુણ્ય પ્રવાહે નદી નર્મદા તાપી વહે દિનરાત ! અમ્હારૂં૦
કરણરાજ ને સિદ્ધરાજ એ ગુજરાતના નાથ !
નિજ યશ જ્યોતિ થકી કરી ગયા ઉજમાળૂં ગુજરાત ! અમ્હારૂં૦

નરસિંહ, મીરાં, કૃષ્ણ, સુદામા, અશોક પ્રભુ અવતાર!
પુણ્ય પગલિયે પાવન કીધી, દિવ્યભૂમિ ગુજરાત! અમ્હારૂં૦
સાક્ષરભૂમિ રાજનગર ત્યમ સુરત અને નડીયાદ;
નર્મદ, બાલ, કલાપી, ગોવર્ધન, દલપત્ત, પ્રખ્યાત! અમ્હારૂં૦
ભારતીય સામ્રાજ્યતણો એ બાહુ અડગ વિખ્યાત!
અન્ય પ્રાન્ત બન્ધુઓ સાથે વિહરશે ગુજરાત! અમ્હારૂં૦

જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

## ૪. વહાલું વતન.

(કોનું કોનું રે છૈયું આ છોડી—એ ઢાળ.)

છે મને વતન મારૂં વા'લું, મુજ જન્મભૂમિ નેહે ન્યાળું;
શુભ રીતથી દેશજ દીપાવું, જે દેશે દીધું પીવું ખાવું.
મુજ માતાને વળી માતૃભૂમિ, ગણી સમ, જીવું ચરણો ચુમી;
એ બેને સ્વર્ગ થકી અધિકાં, ગણી સેવ કરૂં મુજ શક્તિ યથા.
જે પુત્ર કુપુત્ર ન સેવ કરે, નિજનું અભિમાન ઉરે ન ધરે;
પ્રિય દેશ પવિત્ર હૃદે જ રમો, મુજ દેશ તને શીશ નિત્ય નમો.

સ્વર્ગસ્થ—પોપટલાલ કેવળચંદ શાહ.

## ૫ ગુર્જરી પૂજન.

કરો સહુ ગુર્જરીનું સન્માન— ધ્રુવ.
અંકે જેને હસી રમી ઉછર્યા;
બલ પુષ્ટિ સહુ જેણે અર્પ્યા,
દયા, પ્રેમ, નર્મદ જ્યાં વિચર્યા
અન્ય દાસ મહાન્— કરો.
ગોવર્ધન, મણિ, બાલ, મસ્તની,
વાણી મધુરી રસવતી જ્યાં ઝળકી;

આય હિમન્તે કીર્તિ સુન્દરી,
એ નન્દનવન ગાન— કરો.
સદ્‌ભાવોનો ભોગ ધરાવો,
પ્રતિભાનાં શુભ ફુલ ચઢાવો,
અચલ પ્રેમ-દીપ જ્યોત જલાવો;
કરો સ્વાર્થ-બલિદાન— કરો.
હર્ષ અશ્રુ સહુ પુલકિત બનીને,
તન મન ધનથી પૂજન કરીને;
માગો ચર્ણે વન્દન કરીને,
ઉન્નતિનું વરદાન— કરો.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

---

## ૨. બાળક, શાળા, શિક્ષક અને શિષ્યનાં કર્તવ્યો.

### ૧. બાળકોનો આત્મા.

"સવારમાં" જેમ પંખીનાં ગીત આવે છે તેમ જિંદગીની સવારમાં બાળકનાં ગીત સંભળાય છે, સુન્દરતાના નિર્મળ સૂર સાથે જિંદગીનું ગુંજન દરેક ઘરમાં આપણને મળે છે. સંસારની મલિનતા લાગવાથી નવજીવનની મધુરતા ઉડી જાય છે અને વધતી જતી જિંદગીના નિર્દય અનુભવ વડે, તે કઠિન અને કલંકિત બને છે. છતાં નિરંતર થયે જતા પુનર્જન્મથી, હરહંમેશ માનવજાતિના નવજીવનનો અખંડ પ્રવાહ ચાલ્યા કરે છે. પરમેશ્વર, દરેક બાળકરૂપે પ્રકટ થઈ, માણસનાં હૃદય ખોલે છે અને પ્રભાતમાં મળતા સંદેશની મધુરતા તાજી ને તાજી રહે છે. મારી આજુબાજુનાં બાળકોના અવાજ

અને બાળકોના સંગીતથી, જિંદગીનો જાગ્રત કરનાર સંદેશ મને મળે છે અને તેનો મીઠો પડઘો મારા હૃદયમાં અત્યારે પડે છે. જે કુદરતના હૃદયમાં બાળકનો આત્મા લપાયેલો રહે છે તે જ કુદરતનો સાચો સંદેશ બાળકોમાં જ મળી આવે છે એવું હું અત્યારે અનુભવી રહ્યો છું." (ડૉ૦ રવીન્દ્રનાથ ટાગોર.)

(આર્ચિલ ઑવ વાઇટની બેમ્બ્રિજ શાળાના છોકરાઓને મુબારકબાદી તરીકે અંગ્રેજીમાં મોકલેલો સંદેશો તેનો ભાવાર્થ.)

## ૨ બાળક વડે દુનિયા.

બાળક વડે ભવિષ્યની પ્રજા જણાઈ આવે છે. બાળક વડે પ્રજા ચાલુ રહે છે. બાળક વડે જ માનવજાતિની પ્રગતિ છે. બીજી રીતે, અન્ધકારમય જણાતા જગતને બાળકો પ્રકાશમાન્ કરે છે. બાળકના મૃદુ, મીઠા, કાલા શબ્દો, સહેલાઈથી ઉત્પન્ન થતો બાળકોનો આનન્દ, બાળકોનાં આનન્દમય, હસતાં સ્મિત કરતાં મુખ, આ સઘળું આપણી આગળથી લઈ લેવામાં આવે તો આપણી પાસે શું રહે?

ઍમેન્ડા એબિંગ્ટન.

## ૩ બાળકોનો મહિમા.

પ્રભુ વિહોણા જનકુલમાં,<br>
બાલક પ્રભુના પેગમ્બર છે;

જડ જેવા પૃથ્વીને પાટલે,<br>
બાલક ચેતનના ફુવારા છે.

જલભર નવવર્ષાની વાદળીઓ છે,<br>
મનુકુલના ભાવિ ભંડાર છે.

આશા છે, ઉત્સાહ છે, ઉન્નતિ છે,<br>
બાલકોના મહિમા મહાન્ છે.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

પ્રભુને ભૂલી ગયેલાં માણસોની દુનિયામાં બાળકો જ પ્રભુનું ભાન કરાવે છે. જડ પૃથ્વી ઉપર બાળકો ચેતનના ફુવારા હોય, ને વરસાદની શરૂ મોસમની જળથી ભરેલી વાદળીઓ હોય એમ જણાય છે. બાળકો માણસોની ભવિષ્યની દોલતનો ભંડાર છે, તેઓમાં જ આશા, તેઓમાં જ ઉત્સાહ, તેઓમાં જ ઉન્નતિ રહેલી છે. બાળકોનો મહિમા, બાળકોની કિંમત ઘણાં મોટાં છે.(બાલમિત્ર, ઓગસ્ટ ૧૯૨૧)

---

## ૪ બાલ-મહત્તા.

કવિ ન્હાનાલાલના 'ગુણીયલ ગુર્જર દેશ' ની ઢબમાં

શિક્ષકો ! શિશુજનની સેવાય,
શંભુ સેવાથી અધિક ગણાય;
વિમલ જલભર સરવર માંહ્ય,
કમળ દળ ખિલિત ફોર ફેલાય—
એ ઉર—અંબુજ આસન કરી અજ ગુંજે નિશ દીન વેદ,
બાલકની કાલી બોલીમાં ભાખે ભાષા ભેદ— શિક્ષકો !

બાલના ગાલે ભરિત ગુલાલ,
થયો શું સુરજ ઉદયનો કાલ;
હાસ્યથી હરિની હરે કળાય,
નયનમાં પ્રણય મૂર્તિ દેખાય;
બાલ ભવ્યમાં ભવિષ્ય ભાસે ભારતનું શોભાળ,
આગળ એ થવાના સાચે રામ શ્યામ ભૂપાળ.—શિક્ષકો !

બાલ રીઝવવામાં પ્રભુ રીઝ,
બાલ ખીજવવામાં વિભુ ખીજ.
બાલ સેવામાં પ્રભુની સેવ,

બાલ મૂર્તિમાં ત્રણે દેવ;
છે બાલભાવ એ વિશ્વભાવ શિશુજન એ છે જગવંદ્ય;
એ બાળોને નિશદિન સેવ્યે, ટકે ટેક ટળે ભવફંદ.—શિક્ષકો !

માધવલાલ ત્રિભુવન રાવળ.

( સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પંડ્યાના પ્રમુખપદે ઉજવાયેલા શ્રી રાજકોટ શિક્ષકસમાજના વાર્ષિક સમ્મેલનમાં ગવાયેલું.)

## ૫ બાળક અને ફુલ.

નાનાં નાનાં બાળકોને નાનાં નાનાં ફૂલ,
એ વ્હાલાં કોઈ કહેશો કે કોનાં વધુ મૂલ ?
વ્હાલામાં વ્હાલાં પ્રભુ તુલ્ય.
નાનાં નાનાં બાળકો આશા કિરણનાં કુળ,
નાનાં નાનાં ફૂલડાં તો રૂમઝુમતાં રસ મૂળ;
વ્હાલાનાં દર્શન પ્રભુ તુલ્ય.
નાનાં બાળકો નવરંગી બાલ વસંત,
નાનાં નાનાં ફૂલડાં તો સોળ કળાયલ ચન્દ્ર;
વ્હાલાંનો તે કાંઈ આનન્દ !

લલિત.

## ૬ બાળક.

લાગે સારૂં માને, અને વળી બીજાને, ટેક.
વાળ સુંવાળા તે છે કાળા, ગાલ ગુલાબી જેવા;
આંખે ચળકે ગોળ મુખમાં, દાંત દીસતા વાવા. લાગે. ૧
નાનું બાળક લાગે વા'લું, બોલે કાલું કાલું;
ધન્ય જન્મ એનો છે જેને, બાળક એવું વા'લું. લાગે. ૨

કોમળ કર પદ અંગુલિ કોમળ, કોમળ નખ મુખ માથું;
કોમળ હસવું હસતાં ગાલે, ખંજન શા મકલાતું. લાગે. ૩
નાજુક નમણું નેહનું ઝરણું, હરણું શોકનું ભાળું;
મા વીણુ વીલું થાતાં ઢીલું, રડતું તોય રૂપાળું. લાગે. ૪
પહેરી ઝભલું માથે ટોપી, પગે પગરખી મોજાં;
બેસી કાખમાં હોડે હસતું, હોઠ લાલ જયમ ગુંજા. લાગે. ૫
કુસુમ સમું કોમળ તું વા'લું, જાણે કુંવર કનૈયો;
કુસુમ કંઈ કંઈ હસતાં વેરે, આ આનંદ છૈયો. લાગે. ૬
કાંતિ કમનીય, રમતે રમણીય, ચંચળતા શી છાઈ;
વહાલા બાળક જીવ શત શરદો, હસતું રહે સદાયે. લાગે. ૭

રચનાર—સ્વર્ગસ્થ પોપટલાલ કેવળચંદ શાહ.

૭.

જુઓ આ નાનું બાળ, આનંદી દેખાય;
ફુળ જેવું મુખ ગોળ, મને જોઈ હરખાય, જુઓ૦
રાતા રાતા હોઠ દીસે છે, દંતકળીશા બતાવી હસે છે;
કાળા સુંવાળા વાળ શોભે છે, આંખો ચળકતી જણાય. જુઓ૦
ગાલ પુષ્ટને લાલ છે કેવા, બેઉ કાને છે શુક્તિ જેવા;
નાની ગોળ હડપચી તેવી, બેઉ હાથ તે સોહાય. જુઓ૦
બે પગ છુપા છે મોજામાં, જોઈ નચાવી હરખે મનમાં;
પ્રિય બાળક એ જોઈ ઉરમાં, આનંદ ન તે સમાય. જુઓ૦

(મળેલું)

## ૧ નિશાળ કે બગીચો.

નિશાળના કામકાજને અભ્યાસમાં રસ લેતા કોઈ અધિકારી જ્યારે નિશાળમાં આવે, ત્યારે નીચેની કવિતા સારા રાગવાળા છોક-

રાઓ પાસે ગવરાવવી. તે વખતે "કિન્ડરગાર્ટન પદ્ધતિ" મુજબ કાગળનાં બનાવેલાં, ગુલાબનાં પુષ્પ નિશાળના સંગ્રહસ્થાનમાંથી છોકરાઓના હાથમાં આપવાં અને ગુલાબ કે કરેણુ વગેરે પાટીઆ ઉપર ચીતરેલાં હોય તો, તે પાટીઉં નજીકમાં રખાવવું. પછી હાવ-ભાવ સાથે નીચેનું ગાયન શરૂ કરાવવું:—

"અમે તો કાઠિયાવાડી" એ રાગ—

અમારા આ[1] બગીચામાં ખીલેલાં ફૂલ આ[2] છે;
નથી કો દીન ચિમળાતાં કદાપિ ના સુકાયે. અમારા આ બગીચામાં૦
(સાખી) બાળક કુમળા છોડવા, ક્લાસ ક્યારા માંય;
ખંત તણું ખાતર મળે, નીતિ જળ સિંચાય,
જડો અપલક્ષણાદિ જે ત્વરાથી છે તજાયે. અમારા આ બગીચામાં૦
(સાખી) શિક્ષક માળી સર્વદા, નિયમિત કરતા કામ;
ઉત્તેજન અધિકારીનું, મળતું રહે તમામ.
સુવાસો આ બગીચાની પ્રસારી ઠામ ઠામે. અમારા આ બગીચામાં૦

લખનાર—ગિરજાશંકર કરૂણાશંકર ભટ્ટ. તા. મા. પચ્છેગામ

## ૨ અમારી શાળા.

### રાગ ભૈરવી-તાલ ગઝલ.

શાળા અમારી તીર્થભુમિ, જ્ઞાન-ગંગા ત્યાં વહે;
શિક્ષાગુરુ ત્યાં દેવ છે, ત્યાં શારદાનો ધ્યેય છે. ટેક.
સંગીત નીતિ ગેય છે, અભ્યાસ ભક્તિમાં રહે. શાળા.
શાળા અમારી ફૂલવાડી, ત્યાં સુવાસ સુશીલતા;
આનંદ, ગમત, ખેલ નાના સંગને ઓપાવતા. શાળા.

---

૧. વિદ્યાર્થીઓ તરફ હાથ ધરવો. ૨ પાટીઆ તરફ હાથ ધરી પુષ્પ બતાવવાં.

શાળા અમારી રાજધાની, શારદા રાણી તણી,
વ્હાલાં અમે બાલો, અમોને નીરખી રાજી ઘણી. શાળા.
આ યજ્ઞવેદિ યત્નની, છે રંગભૂમિ ઉમંગની;
જયવંત ક્ષેત્ર નિપુણની, સર્વસ્વ સૌ ઉદરમાં બની. શાળા.
શાળા અમારૂં સ્વર્ગ છે, નિશાળ નંદનવન છે;
ત્યાં દેવનાં દર્શન છે, દેવી ગિરા સુપ્રસન્ન છે. શાળા.
રા. રા. વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર.

## ૩ કઈ નિશાળ નિંદ્ય, અને કઈ સ્તુતિપાત્ર છે ?

નિંદ્ય—હુંકારા ને તિરસ્કાર તણો વરસાદ થાય,
હોકારા ગોકીરા થાય ન શોભે નિશાળને;
બજારની માફક જ્યાં અન્ય આવ–જાવ થાય,
દૂરથી સલામ શિષ્ય–શિક્ષક–નિશાળને.
પૂજનિક—શિક્ષક સિવાય અન્ય અવાજ જણાય નહિ
પ્રેમથી શિક્ષણ જ્યાં અપાય બાળા બાળને
સત્યતા સમાન ભાવ નીતિનાં શીખાય સૂત્ર
ધન્યવાદ આપો અને પૂજો એ નિશાળને. ૧

## ૧ શિક્ષકને

( નયણાં મારાં નિતરે ને તું નયણાની ધાર, એ રાહ )

શિક્ષક ! તું ખરો જ્ઞાતા છે, ધન્ય ધન્ય તુજ અવતાર;
સર્વ બાળકો ઉપકારી છે, દંડવત્ તું રે સ્વીકાર. ૧
તુજ જોખમનો વિચાર કરતાં, બહુ મુજ દિલ ઉભરાય;
બહુ રત્ન વીર તુજથી નિપજતા, દિલમાં મોદ ન થાય. ૨
કવિ લેખક બહુ વૈયાકરણી, તુજથી નિપજે સાર;
પંડિત, વેદ પુરાણ પઢેલો, તુજ મહિનો ભંડાર. ૩

કંઇક શાસ્ત્ર રચે તુજ શિષ્યો, તુજ મતિનું પરિણામ;
જ્યોતિષિ વરતે બહુ ભવિષ્યો, તે મહિં તુજનું નામ. ૪
સુભટ સેનાની કંઇક થાય તો, ભલે ઘુમે રણ મોઝાર;
ધર્મભક્ત હોય, દેશભક્ત તો, ધન્ય ધન્ય તુજ અવતાર. ૫
બાળક ઉન્નતિ ગિરિ ચઢે તો, છે તુજનો ઉપકાર;
બાળ કૂપમાં કદિ ગબડતો, નહિ તુજનો આભાર. ૬
માર્ગોપદેશક જાણું તુજને, બહુ જોખમનો અખત્યાર;
માર્ગ બતાવે અગ્રેસરીને, જોખમનો વહેતો ભાર. ૭
શિષ્ય અમે તુજ અનુસરતા કંઈ, જ્ઞાન માટ તૈયાર;
કર્ણ મળે અમ ઊંચા કરી કંઈ, સાંભળવા તૈયાર. ૮
શિક્ષક ! સફલ જો કાર્ય તુજનું, ધન્ય ધન્ય અવતાર;
શિષ્ય થાય તુજ સમ કદિ તો, સફલ છે તુજ અવતાર. ૯
યત્ન કરી તું સુધાર સૌને, એ છે મુજ આશિષ;
તેજ યત્નમાં સફલ થતો રહે, ઇચ્છું નમાવી શિષ. ૧૦

ગુજરાતી દીવાળી અંક
સંવત ૧૯૭૪. } પંડ્યા. નાનુરામ પ્રેમજી.

૨

"દુહો."

"સરિતા ગજકું લે ચલી, સન્મુખ ચલે સો મીન;
જે જામે નિસદીન રહે, તે તાહીમે પ્રવીન."

**ભાવાર્થ**—નદીના પૂરમાં હાથી જેવું જબરદસ્ત પ્રાણી તણાતું ચાલ્યું જાય. પણ તેમાં રાત-દિવસ રહેનારૂં માછલા જેવું નાનું પ્રાણી સામે પૂરે ચાલે તેમ.

આપણને–શિક્ષકને બાળકનો, બાળ સ્વભાવનો, શિક્ષણ વગેરેનો

જે અનુભવ હોય તેવો બીજા અન્યને ન હોય માટેજ શિક્ષકના લખેલા વિષય મહત્ત્વને પાત્ર છે.

હવે આપણો–શિક્ષકનો ધર્મ શો ?

कर्तव्यमेव कर्त्तव्यं, प्राणैः कंठ गतै रपि;
अकर्तव्यं न कर्त्तव्यं, प्राणैः कंठ गतै रपि ॥ १ ॥

ગિ. ક. ભટ્ટ.

## ૩ શિક્ષકનો ધર્મ–શિક્ષક–અષ્ટક.

શાર્દૂલ વિક્રિડિત–"એ' શિક્ષકો આપણે."

સંપીને વસીયે સદૈવ કરીયે સત્યો તણા વાસને,
દુર્બુદ્ધિ જનનો મિલાપ તજતાં ધરીયે નીતિ ખાસને;
ભક્ત શ્રી ભગવંતની પ્રભુ કૃપાથી–સર્વમાં સાંપડે;
પૈસાની પરવા કદી ન કરીયે એ શિક્ષકો આપણે. ૧

સ્વાતંત્ર્યાદિ ગુણો અહર્નિશગ્રહી ના'દીનતાથી ફરો,
ખોટી ખાસ ખુશામતો તજી [1]સ્વમાને વિશ્વમાં વિચરો;
પશ્વાદિ[2]–પણુમાંથી જે મનુષ્યને છે માણુસાઈ મળે,
દેશોન્નતિ સદાય એ સમજીયે એ શિક્ષકો આપણે. ૨

છો, સૌ મેળવતા પ્રયાસ કરીને, પૈસા તણા પોટલા,
છો' એ સૌ જમતા જલેબી–ઘેબર, તને આપો પ્રભુ રોટલા;
સાદું શાક વિના કદાચ જમશું એ ઇચ્છવું આપણે,
ના ખોવી નરતા[1] અતૂલ બળની એ શિક્ષકો આપણે. ૩

નેકી ટેક વિવેકને વિસરો ના' ધુર્ત્તને[2] નામજો,
ને આડંબરનો અભાવ કરતાં કર્ત્તવ્યથી દીપજો;
છે આધાર બધોય ઉન્નતિતણો આ વિશ્વમાં જે વડે;

---

૧ પોતાવટ ૨ પશુ જેવાં બાળકો

છે પામે સહુ જે વિશેષ પદને એ શિક્ષકો આપણે. ૪
શા હેતુથી સમાજ જો મળતી તો શા શા સુધારા થતા,
શાથી સર્વ મુનીંદ્ર સર્વ શિશુને વિદ્યા પૂરી પોષતા;
ઉચું જીવન જેમનું અધિક તે પરમાર્થ-વૃત્તિ વડે,
પ્યારી એજ પ્રણાલિકા અનુસરો એ શિક્ષકો આપણે. ૫
જેને જગત જુએ છે બાળક રૂપે ભાવી તણા તે પિતા,
આજે આપણ શિક્ષકાદિ સહુ તે આગેજ બાળો હતા,
પૂર્વે જે મુનિ લોક સર્વ કથતા એ ફર્જમાં આપણે;
પ્યારી પર્ણ-કુટી સહિત શિશુઓ એ શિક્ષકો આપણે. ૬
સાદું જીવન એજ શ્રેષ્ઠ પદ છે સાદા વિચારે ફરો,
સાદું પોષણ પંડમાં પટકુળો સાદાં શરીરે ધરો;
સાદાં રીત રિવાજ સત્ય સહિતે નીતિ પ્રતીતિ પડે,
એ ઉદ્દેશ પળાય છે પઠનમાં ૨. શક્ષકો આપણે. ૭
ગાવા ગુણ ઘણાક ગુણી નરના, ચારિત્ર્યથી ચીતરો;
ગાવાં અષ્ટક સૂત્રને સમજીને શિષ્યો સુધારો ખરો,
ગાવી રાજ્ય મહાનની વિજયતા સદ્‌ભાવ શાન્તિ વડે,
તો કર્ત્તવ્ય-પરાયણે પૂરણતા એ શિક્ષકો આપણે. ૮

ગિરજાશંકર કરુણાશંકર ભટ્ટ.

## ૪ શિક્ષક સમાજમાં-શિક્ષકો પ્રતિ બે બોલ.

### છંદ હરીગિત.

શિક્ષક-સમાજ ભલે ભરો, તે કાર્ય શુભ સર્વદ કરો;
નિયમો બતાવો બાળને, મોટાં બનાવો માણસો;
દુનિયાં તણી ઉન્નતિનો, પાયો પરમ સૌ આપણે;

---

૧ શ્રેષ્ઠતા. ૨ ધૂતા ને નમતા નહિ.

" ગુરુ " એ મહાપદ જાણીને, શોભાવવું શાન્તિ વડે. ૧

નોકર થઈ નથી કામ કરવું ફરજ ધરીને શોભવું;
બાળક બધાં એ માહરાં એ મંડળીમાં મ્હાલવું;
કર્ત્તવ્ય એવું કો નથી એ વાત સર્વ રૂદે ધરો;
સૌ જગતના પણ ગુરુ બની ગુરુ–ભાવની વૃદ્ધિ કરો. ૨

વ્યાપારી સારો હોય તો જ ગ્રરાક આવે છે ઘરે,
નહિ તો લગાવે બોર્ડ વાંચી તરત સૌ પાછા ફરે;
સંખ્યા તણી વૃદ્ધિ અને વૃદ્ધિ થશે કીર્તિ તણી;
સંતાન–સમ–શિશુ રાખતાં ઉન્નતિ હોશે આપણી. ૩

ગિરજાશંકર કરુણાશંકર ભટ્ટ.

---

## ૫ બાળકોની તન્દુરસ્તી માટે શિક્ષક ફરજ.

### ઉપજાતિવૃત.

નિસ્તેજ. ને નિર્બળ આ પ્રજા છે, જાગો હવે તો બહુ થઈ સજા છે;
અરે પરિણામ સહુ વિચારો, સુધારકો બાળ બધાં સુધારો. ૧
કાં કોઈને કેમ વિચાર ના'વે, વ્યવસાયની વૃદ્ધિ તણા અભાવે;
સૂઝે હજી તો; પણ વખ્ત સારો, સુધારકો બાળ બધાં સુધારો. ૨
નિહાળશો બાળ બધાં નિશાળે, ભાગી જશે ભ્રાન્તિ તમારી ત્યારે;
છે રોગનો કંઈ ઉપચાર સારો, સુધારકો બાળ બધાં સુધારો ૩
ટગુમગુ ચાલ બધાંય ચાલે, ખાટેથી પાટે ન રહે નિશાળે;
કરો અરે કોઈ વિચાર સારો, સુધારકો બાળ બધાં સુધારો. ૪

---

## ૬ શિક્ષકોએ સર્વ ધ્યાની થવાની જરૂર છે—કેમકે— તમારી નિશાળઃ—

(શિક્ષક ભાઈઓ પ્રતિ સમાજમાં સૂચના તુલ્ય થોડું (હાસ્ય રસ સાથે)

છંદ મનહર માફક.

મુખ્ય બિન્દુ રોગનું ને તારની ઑફીસ વડી,
રજા થતાં બાળ તાર ધરોધર જાય તો;
જાણે કે અજાણે ભૂલ થાય જે નિશાળમાં તે,
સારી કે નઠારી વાસ સર્વથા ફેલાય તેઃ
સર્વ ધ્યાની–શિક્ષક થવાની જો જરૂર હોય,
તજો થતું અન્ય નીજ કર્તવ્ય કરાય તો;
નેક–ટેક ને વિવેક વીસારે ન, વાણીમાંય,
એવા શિક્ષકની નિશાળ અતિ વખણાય છે. ૧

## ૭ બાળકો ફોટાની માફક શિક્ષક જેવાં જ બને.

કિન્ડર ગાર્ડન એ તો, બાળકનો બગીચો છે;
પ્રેમથી લાવી વાવો, આબાદ ફાલ આવશે;
તન–મન ક્ષેત્ર સાફ, નિયમ–કલાસ ક્યારા,
ખાસીયતો જડ, નિર્મૂળ—કર્યે ફાવશે–;
માળી શિક્ષકની ફળ–ફૂલથી ફેલાય વાસ;
કેળવણી પાણી પૂરેપૂરૂં જો પહોંચાડશે;
નીકર શિક્ષક માળીની ખાસીયતો શીખી બાળ;
કુવામાં જે હશે તેવું અવેડામાં આવશે. ૨

ટીપ—૧ ઉપદેશ કરતાં દાખલો વધારે અસર કરે છે–

૨ જો શિક્ષકનું વર્તન અને આચાર ઉપદેશને અનુસરીને નહિ હોય તો, ઉપદેશ વ્યર્થ જશે એટલું જ નહિ, પણ તેથી ઘણાં જ અનિષ્ટ પરિણામ નીપજશે.

૭ શિક્ષકની વાણી અને આચારમાં પરસ્પર વિરોધ જોઈ; શિષ્ય પણ તેવીજ રીતે વર્તતાં શીખશે.

## ૮ શિક્ષકની શિષ્યો પ્રતિ ભાવના.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ—

ઓ, શિક્ષક શિષ્યો છે બાળક આપણા,
નવ તરછોડો, જો સંતાપે તોય, જો;
મહિમાં મોટો મહિમા વિદ્યા-દાનનો,
ઋષિ-મુનિઓનું એ કર્ત્તવ્ય ગણાય જો—ઓ શિક્ષક ૧

વિદ્યા-દેવી તણા ઉપાસક આપણે,
એ શક્તિનું ધરજો અંતર ધ્યાન જો;
ચાર પદારથ પૂરણ એથી પામશો,
ઉત્તમ ધંધે ઉત્તમ-માર્ગે પમાય જો—ઓ શિક્ષક ૨

બચ્ચાં સારૂ ધન ખરચે, વૃત જે કરે,
કહો તેની કીંમત કેવી અંકાય જો;
શા ઉદ્દેશે શાળામાં સોંપ્યાં હશે ?
વિચારશો તો સ્હેજે તે સમજાય જો—ઓ શિક્ષક ૩

એક ઘડી અળગો તે મા ન ખમી શકે,
શાળા ગયાની ઘડીઓ મનન કરાય જો;
પ્રફુલ્લ ચ્હેરે ઘરગમ વળતો જોઈને,
માતા હર્ષે હૃદયથી છે છલકાય જો—ઓ શિક્ષક ૪

એહ ચિતાર ચિતારો ચિતરી ના શકે,
સુશીલ પ્રેમી શિક્ષકથી ચિતરાય જો;
માતાજીનું કામ ખરે મહેતાજીઓ,
નિજ સંતતિ ગણીને મનમાં મલકાય જો—ઓ શિક્ષક. ૫

સુધર્યાં કે બગડયાની સુખ દુઃખ ભાવના,
એ અંતરમાં શિક્ષકથી સમજાય જો;
ઉદ્ધત થઈ વર્ત્તે તે દોષ જ આપણો,
ગળથુથી સમ કોણુ ગુરુ પૂછાય જો—ઓ શિક્ષક. ૬

## ૧ શિષ્યોની શિક્ષક-પ્રતિ ભાવના.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાહ

શિષ્યો શિક્ષક પ્રત્યે ભાવ વધાર જો,
તો તમને સદ્વિદ્યા સ્હાય થનાર જો;
એ જે જે તમને કહે તે તે માન જો;
કડવું પણુ ઔષધ હોશે ગુણકાર જો— શિષ્યો. ૧

ગુરુ-પત્નિ-તે માત-પિતા સમ માનવાં,
તો ઉદ્દેશો સર્વ સુફળતા થાય જો;
સંદીપ[1] ઋષિ પાસે શ્રી કૃષ્ણુ ભણ્યા હતા.
કથા સુણો તો નમ્રપણું જ પમાય જો શિષ્યો. ૨

ગુરુકૃપા વીણુ ફળદાતા વિદ્યા નથી,
કો, રખડે છે ભણ્યા છતાં ભિખાર જો;
કો, સાક્ષર થઈ પદ મોટું પામી ફરે,
છે એ સદ્ગુરુની આશિષનું ફળ એજ જો શિષ્યો. ૩

ગિરિજાશંકર કરુણાશંકર ભટ્ટ.

## ૩ પ્રભુસ્તુતિ.

૧

यं ब्रह्मा वरुणेन्द्र रुद्र मरुत स्तुन्वन्ति दिव्यैः स्तवैः ।
वेदैः सांग पद क्रमोपनिषदै गीयन्ति यं सामगाः ॥

---

૧ સાન્દીપની.

ध्याना वस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।
यस्यान्तं न विदुः सुरा सुर गणा देवाय तस्मै नमः ॥

અર્થઃ—બ્રહ્મા, વરુણ, ઇન્દ્ર, રુદ્ર અને મરુત-વાયુ વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રોવડે જેમની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગો, પદ, ક્રમ અને ઉપનિષદ સહિત વેદો વડે જેમની સ્તુતિ ગાય છે; ધ્યાનમાં સ્થિર થએલા મુનિઓ તેમાં રહેલા મનવડે જેમનાં દર્શન કરે છે અને દેવો તેમ જ અસુરો જેમના પારને જાણી શકતા નથી એવા પરમાત્મ દેવને નમસ્કાર હો.

૨

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगन सदृशं मेघवर्णं शुभाङ्गम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभि र्ध्यान गम्यम् ।
वन्दे विष्णुं भवभयहरं सर्व लोकैक नाथम् ॥

શાંત આકારવાળા, શેષનાગ ઉપર શયન કરનારા, જેમની નાભિમાં કમળ છે એવા દેવોના ઇશ્વર, વિશ્વના આધારભૂત, આકાશની પેઠે નિરાકાર, મેઘના જેવા શ્યામ રંગના, મંગળમય છે અંગ જેનાં એવા, લક્ષ્મીના પતિ, કમળ જેવાં છે નેત્ર જેનાં એવા, યોગીઓને ધ્યાનથી જાણવામાં આવનારા, સંસારના ભયનો નાશ કરનાર અને સર્વ લોકના એક અધિપતિ એવા શ્રી વિષ્ણુનું હું ધ્યાન ધરૂં છું.

૩

नमस्ते नमस्ते विभो विश्व मूर्ते ।
नमस्ते नमस्ते चिदानंद मूर्ते ।

नमस्ते नमस्ते तपो योग गम्य ।
नमस्ते नमस्ते श्रुति ज्ञान गम्य ॥

હે વિભો! વિશ્વ મૂર્તે! તમને નમસ્કાર હો! હે ચિદાનંદ મૂર્તે તમને નમસ્કાર હો! જે તપશ્ચર્યા અને યોગથી જાણી શકાય છે એવા હે પ્રભુ! તમને નમસ્કાર હો! જે શ્રુતિજ્ઞાનથી જાણી શકાય છે એવા હે પ્રભુ! તમને નમસ્કાર હો!

૪

अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ।
तस्मात् कारुण्य भावेन प्रसीद परमेश्वर ॥

મારે બીજું કોઈ શરણુ નથી, હું આપને જ શરણે છું; માટે હે પ્રભુ! કૃપા કરી મને પ્રસન્ન થાઓ.

## ૫ પ્રભુની પિછાન.

ગઝલ.

પ્રભુનું નામ જે લે છે, પ્રભુ તે શું? શિખી લેજે;
વૃથા નહિ કાળને ખોજે, પ્રભુને ઓળખી લેજે. ૧

પ્રભુનું રૂપ આવું છે, પ્રભુનું મુંખ આવું છે;
પરિમીત એહને કરતાં—ભલો થઈ, દૂર તું રહેજે. ૨

પ્રભુએ આ કર્યું છે, ને—પ્રભુએ આ કર્યું છે ના;
હજારો હાથવાળાની—કશી હદ બાંધતાં ડરજે. ૩

પ્રભુનો ના પ્રભુ તું થા, પ્રભુના શર્ણમાં રહી જા;
'નકારે' ના પ્રભુ તું ભા, કરી બસ એટલું લેજે. ૪

પ્રભુ શું? ને પ્રભુ શું ના? કહી તું ના શકે કો'દી;
ગનીમત જે મળ્યું માની, સદા સંતોષમાં રહેજે. ૫

જગતમાં નામ છે જે જે, પ્રભુનાં છે બધાં તે તે;
પ્રભુના નામની માળા, પુરી એ રીતથી કરજે. ૬

પ્રભુ છે સર્વમાં સરખો, પ્રભુ છે સર્વને સરખો;
પછી તું આ પ્રભુ "આ—ના," કદી એવું નહિં કહેજે. ૭
પ્રભુ છે; શબ્દ ને શક્તિ, પ્રભુ છેઃ કાવ્ય ને યુક્તિ;
બનીને કાવ્યથી તન્મય, પ્રભુને ત્યાં કળી લેજે. ૮
પ્રભુ છેઃ ભક્તની ભક્તિ, પ્રભુ છેઃ જ્ઞાનની શક્તિ;
પ્રભુ છેઃ કર્મ કરનારો, વિચારી એ બધું લેજે. ૯
પ્રભુ છેઃ યજ્ઞ રૂપે ને—પ્રભુ છેઃ દ્રવ્ય—આહુતિ,
બની આ જગતમાં એવો; પ્રતીતિ તું કરી લેજે. ૧૦
પ્રભુ છેઃ વિશ્વની હસ્તી, પ્રભુ છેઃ પ્રેમની મસ્તી;
ઉદાસીની ઉદાસીમાં—પ્રભુને પારખી લેજે. ૧૧
પડે જ્યાં આંખથી આંસુ, દ્રવે જ્યાં ઉર છલકાતું;
પ્રભુના તખ્તની ત્યાં ત્યાં, નિશાની જોઈ તું લેજે. ૧૨
પ્રભુ છેઃ દીનનો બેલી, કરે છે વ્હાર એ પ્હેલી;
બળીને એ ભલાઇમાં, પ્રભુને પારખી લેજે. ૧૩
વિભુની આ વિભૂતીને, ન ઇતિ એટલું કહેજે;
પ્રભુના અંશમાં આખા, જગતને જોઈ તું લ્હેજે. ૧૪

**જૈન હિતેચ્છુ.**

## ૬ સુંદર શિવ.

સુંદર શિવ મંગળ ગુણ ગાઉં ઇશ્વરા,
વિભુવર ભવભયહારક, નમું મહેશ્વરા. સુંદર૦
મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકંઠ કોકિલરવ, શ્રવણ સુખકરા,
સહુમાં વસતી હસતી-રમતી—
પ્રતિફલિતા—શીલલિતા—સુંદરતા તુજ જગદ્દહરા—સુંદર૦

વિપ્રલંભી વિષય મોહની મધુસ્વરા—
દિવ્ય ધામ પંથ જતાં આવી વિષધરા—
વિપથ દોરવા મથે, અહો દયા કરો !
ક્ષણુ તે હૃદયે-બળ દે—
કર ધરી આ-પરિ હરવા-મધુરરવા મોહની સુરા. સુંદર૦
વ્યાપિ દમે સત્ય દૃષ્ટિ ઘન તિમિરકરા;
તે સમે વિશુદ્ધ પ્રેરી, જ્ઞાન રવિકરા,
કરુણા ધરીને-ફરીને-હરિ તમને;
સદય મને-મન ગગને-શાન્તિ દે સ્થિરા— સુંદર૦

શ્રીયુત્ નરસિંહરાવ.

## ૭ બાલ-ઉપાસના.

હે પરમ પવિત્ર મહાદેવ ! તું મારો તારક, તું મારો પાલક; તારા ઉપર પ્રીતિ રાખી, તારી ભક્તિ કરવી એ જ મારો ખરો ધર્મ છે. હું દુરાચરણે ચાલીને તારી ભક્તિ, સેવા કરું તે તું કદી માન્ય કરનાર નથી. સદાચરણની સાથે તારી ભક્તિ કરીશ તો જ મારૂં કલ્યાણ તથા ઉદ્ધાર થશે એમ હું સત્ય માનું છું.

ઈંદ્ર વજ્રા.

મહા પ્રભુ મંગલ દેવ સત્ય, ઉપાસના હું કરું તારી નિત્ય;
નમી નમીને પ્રભુ લાગું પાય, કૃપા કરી નાથ કરો સહાય.

હે દયાસાગર ! તેં આ ભૂગોલ તથા બીજાં અનેક બ્રહ્માંડો ઉત્પન્ન કર્યાં છે. આ પૃથ્વી ઉપર તેં અનેક પ્રાણીઓ સરજીને ઉત્તમ જ્ઞાન, ઉતમ અધિકાર, મનુષ્ય પ્રાણીઓને આપ્યો છે, માટે અમે તારી ભક્તિ ન કરીએ તો તારા અપરાધી થઈએ. આ જગતની રચના તથા આકાશમાં સૂર્ય, ચન્દ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ

ઇત્યાદિ ગ્રહો તથા ઉપગ્રહો, ધૂમકેતુઓ, તથા અગણિત તારાની સુંદર શોભા તથા નિયમ પ્રમાણે કરેલી ગોઠવણોનો મનમાં વિચાર કરવાથી, મારા મનમાં ઘણો અચંબો તથા આનંદ થાય છે. હે મહા પ્રભુ! તારી શક્તિ અગાધ, તારી કરુણા અપાર,.તારો મહિમા અગમ્ય છે, તું તારી શક્તિથી આ જગત્ તથા બીજાં બ્રહ્માંડો ધારણ કરી રહ્યો છે. તારો કેટલો બધો ઉપકાર છે! તેં અમારે વાસ્તે આ પૃથ્વીમાં ધન, ધાન્ય, ફળ, સમૃદ્ધિના અખૂટ ભંડાર ભરી મૂકયા છે. આ તારી દયા, કરુણા, ઉપકારનું હું પામર બાળક શું વર્ણન કરી શકું.

તું મહા સમર્થ, તારી ઉપમા કોઈને આપી શકાતી નથી. તું પરમ ચૈતન્ય રૂપ સર્વ ઠેકાણે વ્યાપી રહેલો છે. સર્વ વેળા તું અમારી પાસે છે. અમે તને જોઈ શકતા નથી પણ તું અમને જોઈ શકે છે. તારી ખરી ભક્તિ કરનારના સર્વ રૂડા મનોરથો તું પૂરા કરે છે. અમારા આત્મા વડે, તું પવિત્ર પરમાત્માની પૂજા, અર્ચા કરી નીતિથી ચાલવું એ જ તારી ખરી આરાધના છે. માટે, હે મહારાજ, તારે શરણે આવી તને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરું છું.

હે પરમ પાવન પરમેશ્વર! હું દીન બાળક તને પ્રાર્થના કરીને માગું છું કે તારો દયાભાવ મારા ઉપર છે તે હું ભૂલી ન જાઉં, તને નિત્ય સંભારૂં, તારા ઉપર પ્રેમ રાખું. આ બાલ અવસ્થામાં મારી બુદ્ધિ કોમલ છે, મારામાં પૂરી સમજણ નથી; પણ એટલું ખરૂં સમજાું છું કે હું ખોટે માર્ગે જઈશ, નઠારાનો સંગ કરીશ, તો મારૂં કદી ભલું થનાર નથી. અને તારો મારા ઉપર કોપ થશે. તારી શિક્ષા પાળીશ તો તું મને પ્રસન્ન થઈશ. તારી શુભ શિક્ષા

એ છે કે જુઠું બોલવું નહિ, કોઈને દુઃખ દેવું નહિ, કઠોર વાણી બોલવી નહિ, ખોટો સંગ કરવો નહિ, નઠારા પાપ-વિચાર સૂઝે એવી ચોપડીઓ વાંચવી નહિ, તથા એવાં ગીત ગાવાં નહિ, કે જુગાર તથા ખોટી રમતગમતના છંદમાં પડવું નહિ, મારાં માબાપ અથવા વડીલ મને પાળતાં હોય તેઓની શિખામણ માની તેઓની સેવા ચાકરી કરવી, તેઓના મનને દુઃખ-સંતાપ થાય એવી રીતે ચાલવું નહિ, તેઓનું તથા સર્વ વડીલોનું માન રાખવું, ભાઈભાંડું, બ્હેનો તથા સર્વ સગાંવહાલાં સાથે હળીમળીને ચાલીને તેઓના ઉપર સ્નેહ, વહાલ રાખવો અને તારી ભક્તિ કરી તું પ્રસન્ન થાય એવાં કામ કરવાં; એ શુભ શિક્ષા પાળી હું સદા સન્માર્ગે ચાલુ એવી હે પરમ કૃપાળુ પરમેશ્વર! તું મને આશીષ દઈને, મારી બુદ્ધિને સુધારી મારૂં રક્ષણ કર.

સ્વ૦ ભોળાનાથ સારાભાઈ.

| | | |
|---|---|---|
| મહાદેવ–પરમેશ્વર | ભૂગોલ–જગત્ | સમૃદ્ધિ–સંપત્તિ |
| શિક્ષા–શિખામણ | તારક–તારનાર | બ્રહ્માંડો–દુનિયા |
| સમર્થ–શક્તિમાન્ | ઉદ્ધાર–ચઢતી | અગાધ–પુષ્કળ |
| પામર–રંક. | ઉપાસના–પ્રાર્થના | અગમ્ય–નહિ સ- |
| મનોરથ–મનની ઇચ્છાઓ. | | [મજાય તેવું |

## ૮ પ્રભાત-પ્રાર્થના.

આપજો આપજો સારૂં સઘળું મને હે પ્રભુ, આજ આખા દિવસમાં;
બાલ ગણી વ્હાલ મારા ઉપર આણજો, જેથી હું રહું બધો દિવસ સુખમાં.
આપજો આપજો બુદ્ધિ બહુ આપજો, રાખજો મારૂં શરીર સારૂં;
આપજો આપજો સારી મતિ આપજો, જેથી હું કામ ન કરૂં નઠારૂં.

આપજો આપજો સદ્દગુણો આપજો, આપજો વળી બહુ શુભ વિચારો;
આપજો આપજો આપની ભક્તિને, આપજો વળી મને સંગ સારો.
આપજો આપજો મીઠી વાણી મને, રાખજો મારૂં મન ખૂબ રાજી;
સૌનું હું કામ કરૂં એવું બળ આપજો, સૌની સેવા કરૂં જેથી ઝાઝી.
સૌથી બહુ આપજો આપ પ્રભુની કૃપા, જેથી મળશે મને જે હું માગું;
માગ્યું નથી સારૂં જે તેહ પણ આપજો, એટલું બોલી હું પાય લાગું.

શ્રીમદ્ ઉપેન્દ્ર.

મતિ–બુદ્ધિ. સંગ–સોબત. કૃપા–મહેરબાની. પાય–પગે.

## ૯ બાલોચિત પ્રભુ–પ્રાર્થના.

મંગળ છે નામ તારૂં, મંગળ છે કામ તારૂં—એ ટાહ.

પરમદયાળુ દેવા, વિનતિ ઉચરીએ,
વિનતિ ઉચરીએ પ્રભુ ધ્યાન તુજ ધરીએ. પરમ૦
અખિલના ઉપાસી વ્હાલા, પ્રેમના હો પ્યાસી વ્હાલા,
નિશદિન નામ ત્હારૂં જીભથી રટીએ. પરમ૦
વસમી આ વાટમાંથી સરલતા શોધી કાઢી;
જ્ઞાને કરીને તુજ–પંથ વિચરીને. પરમ૦
કેળવણી વધવા સારૂ, ઉન્નતિ થવાને સારૂ;
બાળ મળીને સાથે અરજ આદરીએ. પરમ૦

મોટાલીલીયા, ગઢડાકર–નાગર. (ગુ. શા. પત્ર. જાનેવારી ૧૯૨૨ પૃ. ૮)

## ૧૦

ધન્યાશ્રી.

ભાવથકી ભગવાન ભજો રે ભાઈ
ભાવથકી ભગવાન.

ઈશ્વર સમ કો અંતતણું નથી,
જન્મ જીવન અવસાન. ભજો રે. ૧
ચંદ્ર સુરજને ગ્રહ નીપજાવ્યા,
*વાયુ વહે વિમાન. ભજો રે. ૨
હર પળ તેને યાદ કરીને,
મેળવજો સહુ જ્ઞાન. ભજો રે. ૩
પુંજ પાપનો પ્રલય કરે જે;
ભુલ્યાનું લાવે ભાન. ભજો રે. ૪
જાગૃતિ કે સ્વપ્નાવસ્થામાં,
વિશ્રાન્તિનું સ્થાન. ભજો રે. ૫
દાસ નિભાવે પ્રેમ થકી જે,
દઈ મુક્તિનું દાન. ભજો રે. ૬
સકળ ગૃહોનો જે સંયોજક,
બહુ બુદ્ધિ, બળવાન.× ભજો રે. ૭

## ૧૧

### રાગ—કલ્યાણ-ત્રિતાલ.

પ્રિયકર પ્રભુ પ્રણમું આપને,
સમરી તુજ પૂર્ણ પ્રતાપને..............પ્રિયકર૦
તન મન બળ વિભુ અતિ આપી,
સ્થાપો સુનીતિ છાપને....................પ્રિયકર૦
દયાદૃષ્ટિ અમ ઉર વિકસાવી,
સ્ફૂરાવો સમ-ભાવને....................પ્રિયકર૦

---

* મનુષ્યોની બુદ્ધિ વિમાન સુધી પહોંચી છે, પરંતુ તેને વહન કરનાર વાયુ છે તે વાયુ ઈશ્વરે સરજાવ્યો છે.

× દરેક પદના આદિ અક્ષરો સંયોજકના નામને દર્શાવે છે.

જનસેવાનો મંત્ર જ આપી,
કર નિર્મળ અમ આત્મને..................પ્રિયકર૦
યોજકઃ—ચુનીલાલ મણિશંકર વ્યાસ.
શિક્ષક, દાદાભાઈ નવરોજજી ઇંગ્લિશ સ્કૂલ આણંદ.

## ૧૨ એક પિતા પરિવાર.

### (આશાની ધૂન.)

એક પિતા પરિવાર, સહુએ એક પિતા પરિવાર;
ન્હાના મોટા ગરીબ તવંગર, જડ વિદ્યાભંડાર;
બલીન, ચેતનહીન ઉપર સમ પરમ પ્રભુનો પ્યાર. સહુએ.
દવલું દિલમાં ગણો ન કોને બનો સદાય ઉદાર;
ચાહો ચાહો ભાંડુડાંને એ જ જીવનનો સાર. સહુએ.

ધ્રાંગધ્રા. ચન્દ્રકાન્ત મંગળજી ઓઝા.

દવલું—ન ગમતું; કડવું. ભાંડુ—ઘણાં નજીકનાં સગાં.
સાહો—બાંહ્ય પકડો; મદદ કરો.

## ૧૩

### લાવણી.

સૃજી જેણે સઘળી સૃષ્ટિ સૃજી જેણે સઘળી સૃષ્ટિ
ટાઢ તાપની સાથ વળી જે વરસાવે વૃષ્ટિ
તેજના ગગન વિષે ગોળા (૨)
નિયમિત અસ્ત-ઉદય સૂચવતા શું સમજો ભોળા-
રચી શી રચના સુખકારી (૨)
તે પ્રભુને ભજીએ તન મનથી શ્રી જન સુખકારી
જુઓ વૃક્ષો દુઃખ સહન કરે (૨)
સીત વર્ષા ગરમી સહીને આશ્રિતને સુખ દીયે

ખાઈ ફળ-ફૂલ દુઃખ પરહરીયે (૨)
ઉપકારી રહેવા ઇશ્વર સંકેત દીસે ધરીયે
જુઓ ખળ ખળ જળ ઝરણુ વહે (૨)
જળ મીઠું જુક્તિ કેવીથી બહુ પ્રદેશ લહે
કૃતિપર જઈએ બલિહારી (૨)
તે પ્રભુને ભજીએ તન મનથી શ્રી જન સુખકારી
કૃતિ મહાસાગરની કેવી ? (૨)
જો છાંડે મરજાદ જગતનો પ્રલય કરે એવી
મહત દિલ સાગર સમ રહેવા (૨)
છે સંકેત સરસ ઇશ્વરનો જન સમજે એવા
મળાદિક બહુ બહુ ચીજ પડે (૨)
તોપણુ સ્પર્ષ થતાં સાગરનો મૌક્તિક રત્ન જડે
સદય સંકેત મનન કારી (૨)
તે પ્રભુને ભજીએ તનમનથી શ્રીજન સુખકારી
હજી બહુ વાત રહી બાકી (૨)
પ્રભુના ગુણુ ગાતાં બળ બુદ્ધિ જાય બધું થાકી
ગરમ ચીજ શીતમાં નીપજાવી (૨)
અધિક ચીજોમાં એક કહું વંત્યાક જ દર્શાવી
ગરમી મોસમ ઠંડક માટે (૨)
ટેટી ને તડબુચ કેરી ખાટી જો લુક લાગે
જાંબુ કેરી વરસાદ ગળે (૨)
સુખ સામગ્રી સહ સંકેતે બહુ ઉપદેશ મળે
સૃષ્ટિ રચના સૌ સુખકારી,
તે પ્રભુને ભજીએ ગિરજાશંકર બહુ પ્રેમ ધરી.

## ૧૪ વિધિની કૃતિ.

( ઇંદ્રવજ્રા )

દીસે છે જે કાંઈ અખિલ વિશ્વે, માયા પ્રભુની બની તેજ સર્વે;
અદ્દભુત તો નહિ પાર જ્યાં છે, કૃતિ વિધિની કળી ના શકાયે. ૧
વિદ્યાકળામાં હુશિયાર કૈં તો, વસુંધરામાં ખરૂં રત્ન તે તો;
લખ્યું ટુંકું આયુષ્ય તો વિધિએ, કૃતિ વિધિની કળી ના શકાયે. ૨
શ્રીમાન્ લોકો વળી કૈં રુધા છે, લ્હાવો નથી સંતતિ સુખ જેને;
સંતાનથી નિર્ધન દુઃખ પામે, કૃતિ વિધિની કળી ના શકાયે. ૩
પૈસે સુખી, કો પણ રોગી તે છે, ઝેરી દીસે જીંદગી આંહિ તેને;
રે! રે! શું વિધિ નિયમો રચ્યા છે, કૃતિ વિધિની કળી ના શકાયે. ૪

આર. એમ. વકીલ.

## ૧૫ પ્રભુનો ઉપકાર.

શા માટે ડર દીસે, પ્રભુ શીર પર સબળે ગાજે (૨)
હવે ગભરાઉં કેમ આજે (૨) શા માટે૦
(સાખી) વ્યસનોનાં બંધન તજી, તન મન લે આરામ;
બુદ્ધિવંત થઈને બહુ કરશે કામ મહાન,
ઉજ્વલ જશ જગ ભર પ્રસરાશે,
કીર્તિ દેશ નીજની સહુ ગાશે;
સુખસાગરમાં સ્નાન કરી પાવન સઉ જન થાશે. (૨)
પીડા અંતર તણી જાશે (૨) શા માટે૦ (ભળેલું)

૧૬ ( પદ. )

નિયંતા નાથ રે, તને નમી નમી, કરીએ પ્રણામ. નિયંતા.
વિશ્વ તણો ઉદ્યમ જે થકી છે, જેમાં સર્વે વસ્તુ પામે પરિણામ. નિયંતા.
જીવ પ્રતિપાલન નિત્ય કરો છો, પ્રભુ સત્ ચિત્ ધન અંતરયામ. નિયંતા.

એ શુભ ગુણ ઉત્તમ મહીમાની, સ્તુતિ કરે ઋગ્ યજુર્ અથર્વ સામ. નિયંતા.
દુરિત કૃતિ નવ લક્ષમાં લેશો, ધરો તમે કરુણાસાગર નામ. નિયંતા.
શરણાંગત સેવક જન તારા, તારી ખરી ચિત્તમાં રાખીએ હામ. નિયંતા.
શ્રવણ કરી પ્રણિપત અમારી, પ્રભુ પરિપૂર્ણ કરો શુભ કામ. નિયંતા.
ક્ષમા કરી અપરાધ અમારા, આપો પ્રભુ સન્નિધ મંગળ ધામ. નિયંતા.

( ઈશ્વર પ્રાર્થનામાળા. )

## ૧૭

ધન્ય ધન્ય પ્રભુ અધમ ઉદ્ધારણ, ભક્ત તણાં ભય હરવાને; (૨)
વિવિધ વેષ ધારણ કરનારા, વિમળ કીર્તિને વરવાને...એ......
નાથ નવિન અવતાર ધર્યો આ, દાસ કબીરનું કરવાને,
દેવ દયાળુ રૂપ રામનું (૨) ધા...રો હવે સુખ સહુ ભરવાને. એ...
જે સ્વરૂપથી રાવણ સરીખા, રિપુને રણમાંહી રોળ્યો.
જે સ્વરૂપથી તુરત વાલીનો, આ...પે ગરવ તૃણ સમ તોડયો;
હાજર છું હું જે સ્વરૂપની (૨) આજ્ઞામાં સર કરવાને...એ...ધન્ય.

## ૧૮ તપશ્ચર્યા.

( अनुष्टुप. )

तपोवन

બ્રહ્માન્ડે પાથર્યાં બ્રહ્મે પુણ્યતીર્થ–તપોવનો;
મહાજ્યોતિ સમાં પૂર્યાં તેજ ત્યાં બ્રહ્મલોકનાં.
કલાઓ કોટિ ખીલાવી ને લીલા સૌન્દર્યની;
ઉતાર્યા વેદના મંત્રો સમૃદ્ધિ ય ઐશ્વર્યની.
વિભૂતિ પાથરી ઈશે ગૂંથ્યાં જ્ઞાન–પવિત્રતા,
લ્હાવ કે લાભ લેતા તે–જેની જેટલી યોગ્યતા.
તપીને સંયમી સાચા સાધે શાશ્વત શાંતિને;
સધાવે આત્મની સિદ્ધિ ખીલાવે જન્મ કાંતિને.

**मातृदेवो भव** દેવાંશી દેશીઓ દીઠા માતૃભૂમિતપે તપ્યા;
ભૂલીશું ના તપે તેવાં-માતૃભક્ત, કૃતજ્ઞતા.

**पितृदेवो भव** તપશ્ચર્યા ધરી રામે પિતાનાં વેણુ પાળવા;
તપીશું તેમ સંતાનો, પિતૃભક્ત પુણ્યે થવા.
સાધ્યાં'તાં રાંકના રત્ને સંતશાં શ્રવણે વ્રતો;
સેવીશું બાળકો, સૌએ એવાં વ્રતોથી પાળકો.

**आचार्यदेवो भव.** સખા શ્રી કૃષ્ણ-શ્રીદામો ગુરુગેહ-તપે તપ્યા;
પૂજીશું શિષ્યવૃત્તિથી શુદ્ધાચાર્યઃ વિધિ યથા.

**सतीनुं पतिव्रत.** તપ્યાં સાધ્વી સીતામૈયા સતીશોભન્ પતિવ્રતે;
વાંચ્છીશું એમ પત્નીઓ સુવર્ણ શી ભવે તપે.

**पतिनुं पत्निव्रत** અને આદર્શ શા રામે એક પત્નીવ્રત ધર્યા;
સ્વામીઓ સ્નેહ-સંસારે હજો એ ભાવના ભર્યા.

**भ्रातृभक्ति.** આદર્યા ઉગ્ર, યોગી શા બંધુનાં તપ લક્ષ્મણે;
બનીશું બન્ધુઓ તેવા ભ્રાતૃભક્ત-કૃતિ-મને.

**मैत्रीव्रत.** ફીટાડ્યાં દારિદ્ર કૃષ્ણે મૈત્રીના જ તપોબળે—
શ્રીદામાનાંઃ સજીશું તે મૈત્રીધર્મઃ વિના છળે.

**पात्रतानुं तप.** તપશ્ચર્યા ધરી ધ્રુવે દેવાંશી નૂર કારણે;
તપીશું તેમ સૃષ્ટિમાં ઠરીશું ઋણ તર્પણે.

**विद्यार्थी तप.** કર્ણ, બ્રહ્માસ્ત્રવિદ્યાર્થે વિંધાયો-પણ ના ચળ્યો;
વ્રતો તેવાં ઉજવીશું વિદ્યાર્થીજીવન તણાં.

**सत्य तप.** તપશ્ચર્યા ધન્ય કીધી પ્રહ્લાદે સત્ય આગળે;
ધરીશું તેમ સંસારે સાચનાં વ્રત આપણે.
હરિશ્ચન્દ્રે સમર્પ્યાં સૌ, પાળ્યું સત્ય મહાતપે;
સત્યના યોગીઓ એવા ઇચ્છીશું પામવા જગે.

**ब्रह्मचर्य व्रत.** પ્રતિજ્ઞા પાળવા ભીષ્મે ધાર્યો વૈરાગ્ય સર્વદા;
મહત્તા એ પ્રતિજ્ઞાની ભૂલીશું ન ચળી-કદા.

**पुण्यव्रत.** દયાનાં-પ્રેમનાં. સત્યો પામ્યા બુદ્ધ તપી તપે;
વણીશું તે નસોમાં, જ્યાં સુધી આ જીવન ખપે.

**लक्ष्यव्रत.** એકલવ્ય એકલક્ષ્યે શસ્ત્રે પારંગત થયો;
લક્ષ્યવેધી થવા તેવા સંયમે તપ સાધવાં.

**कुलव्रत.** વહાવી સુરગંગાને તાર્યું કુળ ભગીરથે;
વહાવી સ્નેહગંગાને તરીશું જીવન તપે.

**सेवाव्रत.** રન્તિદેવે, બળિરાજે દીધું સર્વસ્વ સેવથી;
સેવીશું દેહી જ્ઞાને કે પ્રાણે વા વિત્ત-દેહથી.

**स्वार्पणनां व्रत.** દધીચિએ દીધાં કિંવા શીબીએ માંસ અસ્થિને;
સમર્પીશું સ્વાર્પણથી જન્મી, જાત સમસ્તને.
તપે વૃક્ષો, સરી, પુષ્પો, ચંદ્ર, સૂર્ય નિશાદિને;
અહી એ સર્વ દૃષ્ટાંતો જીવીશું તપ સાધિને.
કપાસાદિ તપે. કિંવા કુમ્ભ, હીમ કસોટિયે;
અહી એ સર્વ દૃષ્ટાંતો તપીશું આત્મજ્યોતિએ.
હતો આનન્દ ઋષિના જીવનનો તપમાં સદા
મહાનન્દો મેળવી તે, ટાળીશું ભવ આપદા.

**प्रतिज्ञा.** ઘણા યે સંત ને ભક્તો, પૂજ્યો ધન્ય કરે જીવ્યું;
વહી તે તે પદે-પન્થે વાંચ્છીશું એમ જીવવું:
સેવાનાં, સ્વતંત્રતાનાં, સ્નેહનાં સત્ય-સ્વાર્પણે;
વર્ષની આ વર્ષગાંઠે ધરીશું વ્રત આપણે.
યથાશક્તિ બને જે જે ફૂલ વા ફૂલ પાંખડી;
ખપાવી શકિત-ભક્તિથી ઠારીશું ઈશ આંખડી.

કેશવ હ૦ શેઠ.

## ૧૯ " વન્દન હો અમ વારંવાર. "

( કોરસ. )

વન્દન હો અમ વારંવારઃ
વન્દન હો અમ વારંવારઃ
અગ્નિસ્વરૂપ સ્વામી, સુન્દરવર !
વંદન હો અમ વારંવારઃ
શાન્તિના સાગર ધરણીધર !
વન્દન હો અમ વારંવારઃ
અકળક તેજ તણા દીવાકર !
વન્દન હો અમ વારંવારઃ
સ્નેહ, દયા, સુદ, અમી, કૃપાભર !
વન્દન હો અમ વારંવારઃ
પ્રણતપાલ રખવાળ રસિકવર !
વન્દન હો અમ વારંવારઃ
અકળ સકળ તુજ રચના નટવર !
શિષ નમાવું વારંવારઃ
વન્દન હો અમ વારંવારઃ ( કેશવ હ૦ શેઠ. )

## ૨૦ " પ્રભુ ? અજ્ઞ અમે બાળકો તમારાં. "

દીંડી રાગ.

પ્રભુ ! અજ્ઞ અમે બાળકો તમારાં,
પિતુ, બન્ધુ, માત, મિત્ર તું અમારો;
અમ સર્વને આધાર એક તારો,
નથી અન્ય ઓથ તારો કે ઉગારો.
મન, વચન, કર્મના ગુન્હા અનેક,

તપ, યજ્ઞ, પુણ્ય, દાન વિમુખ છેક;
નથી જ્ઞાન, ભક્તિ કે સધાતિ સેવા,
બળ દે પ્રભુ! નીતિ ધર્મ પન્થ વ્હેવા.
તમ સત્ત્વ તત્ત્વ વદનમાં વસાવો,
તમ અમીનું સત્ય નયનમાં ઠસાવો;
તમ પ્રેમરંગ હૃદયમાં લગાવો,
તમ હૂંફ અર્પી દ્યો સમષ્ટિ ભાવો. (કેશવ હ૦ શેઠ.)

## ૨૧ સન્તોના રામ !

### પારસી ગીતની ઢબ.

સન્તોના રામજી! પુણ્યવન્તોના રામ !
દીનહીન દુઃખીનાં દિલના આરામ !
દેવોના ધામ, દેવહૃદયોના ધામ !
પ્રણામ પૂજ્ય તાત ! તુજ પ્રણામું નામ.
દયા-નિધાન, નાથ ! દયા નિધાન !
ક્ષમાથી જોઈ દેશો દયાનાં દાનઃ
સત્યના સુકાની ! સત્ય કૃત્યના સુકાન !
તારો શમાવી ઘોર વાયુ—તોફાન.
સૌન્દર્ય શ્યામ, સૃષ્ટિ સૌંદર્ય શ્યામ !
કલાપૂર્ણ કામ છો જી ઠરવાનો ઠામ. (કેશવ હ૦ શેઠ.)

## ૨૨

વ્હાલા બંધુઓ (૨) પ્રેમે પ્રભુ ચરણે નમીએ,
સુખ કરનારા, દુઃખ હરનારા, ભયભંજન ભજીને રમીએ. ટેક.
આપણુ બાલકના એ પાલક, માય નિયામક છે પાસે (૨)
પણ માયાના પટપર પટથી, અજ્ઞાને અળગા ભાસે. ચાલો૦

અહોનિશ અમને સુમતિ આપો (૨) કષ્ટ અમારાં કાપો રે. પ્રભુ૦
તુંજ કૃપાવિના છે સર્વ વ્યર્થ (૨) તુંજથી નથી કો સમર્થ રે. પ્રભુ૦
બાળકોની આ વિનતી સ્વીકારી (૨) વિદ્યા સુમતિ આપો સારી રે. પ્રભુ૦

## ૨૮ મંગળાચરણ.

રાગ—દેવી તું હે વીણા ધારિણી.

વંદીએ વિભુવરા દ્દી કર જોડી અતિ.
ગહન ત્હારી ગતિ કૃતિ અને દિવ્ય મતિ—વંદીએ૦
નામી આ શીષ આશિષ માગું સદા,
હૃદય મંડળ તણો કર હરી આપદા.
કર સફળ સંમેલન આજનો જગપતિ—વંદીએ૦
પ્રેર અમોમાં સન્મતિ સહ ચારિત્ર્ય વિચાર,
સમાજ વડતરૂ સમ વધો, માણિક્ય હો જયકાર—વંદીએ૦

પેથાપુર વિદ્યાર્થીમંડળ કાર્યાલય તા. ૧૧-૬-૨૩

## ૨૯

વ્હાલીડા ચઢજ્યો વહારે રે બળવંત બેલી;
અરિ નાશ થશે પ્રભુ ક્યારે રે, બળવંત બેલી.
વહાલાજી મારા, નથી આ વેળે કોઈ મારૂં,
છે શરણું એક તમારૂં રે. બળવંત૦ વ્હાલીડા૦
વહાલાજી મારા, વડાઈ આપની વિચારો,
અપરાધ ન જોશો મારો રે. બળવંત૦ વ્હાલીડા૦
વહાલાજી મારા સગપણ તમારૂં એક સાચું,
બીજું તો સરવે કાચું રે. બળવંત૦ વ્હાલીડા૦
વહાલાજી મારા, પિતા તમે ને તમે માતા,
ભૂધરજી મ્હારા ભ્રાતા રે. બળવંત૦ વ્હાલીડા૦

વહાલાજી મારા તમે છો દીન કેરા બંધુ,
શામળીયા ગુણના સિંધુ રે. બળવંત૦ વ્હાલાજી.
વહાલાજી મારા, નબળી વખતના છો નાણું,
જગ સરવે મિથ્યા જાણું રે. બળવંત૦ વ્હાલીડા.
વહાલાજી મારા અરજી આ સાંભળો અમારી,
અરિ દળ સંહારી રે. બળવંત૦ વ્હાલીડા

૩૦

પ્રેમના રસીયા પ્રભુ પ્યારા પ્રેમથી વ્હારે આવે રે,
પ્રેમે કરી પ્રહલાદને મળીયા, લોહ થંભેથી ઉગાર્યા રે, પ્રેમના૦ ૧
પ્રેમે કરી પાંડવને મળીયા, લાખાગ્રહથી ઉગાર્યા રે, પ્રેમના૦ ૨
પ્રેમે કરી મયુરધ્વજને મળીયા, જમણું અંગ વ્હેરાવે રે, પ્રેમના૦ ૩
પ્રેમે કરી મીરાંબાઈને મળીયા, ઝેર કટોરો આરોગે રે, પ્રેમના૦ ૪
પ્રેમે કરી મહેતા નરસીને મળીયા, અદ્ધર હુંડી શીકારી રે, પ્રેમના૦ ૫
તેમજ હે પ્રભુ અમ બાળકોને, પ્રેમે કરો જયકારી રે, પ્રેમના૦ ૬

૩૧

દુનિયાં રૂઠીને શું કરશે, પ્રભુ જેના બેલી;
કોઈના માર્યા કેમ મરશે, પ્રભુ જેના બેલી ॥
લાખાગ્રહમાં પૂર્યા પાંડવોને કૈરવે લહાય કરેલી પ્રભૂ૦
ચંદ્રહાસ કેરી વ્હારે રે ચઢિયા, વિખ કેડી વિષયા લખેલી. પ્રભૂ૦
ભસ્માસુરની ભવાનીને માટે, શામળીયે કિધિ સેલી, પ્રભૂ૦
શીતળ કીધી સુધન્વાને કાજે, તેલ કઢા ઉકળેલી પ્રભૂ૦
અંબરિષને આપોઆપ ઉગાર્યા, દુરવાસાને લહાય મેલી. પ્રભૂ૦
હરિશ્ચંદ્રરાયની હુરક્ત જાણી, બાજી સુધારી રે છેલી પ્રભૂ૦
તેમજ હે પ્રભુ વિદ્યાર્થીઓની સ્હાય કરે આપ વહેલી. પ્રભૂ૦

## ૩૨

જય જય નિર્ગુણ અવિનાશી, તું સચરાચરનો કર્તા. (૨)
અગમ નિગમ તું માયાળુ, પરમેશ્વર દીન દયાળુ. (૨)
ભક્તો પર છે અદકી રે'મ, તું અમને વિસારે કેમ
દાસજનોને કરજે ક્ષેમ વિઘ્ન સર્વનાં તું હરતા. જય જય૦
છે વિશ્વંભર તુંજ નામ ખરૂં તુંજ ચરણ હમેશાં ચિત્ત ધરૂં. (૨)
બ્રહ્મા ચાર મુખે ગુણ ગાય શેષથકી નવ વરણી શકાય
ભૂતળ પ્રાણી કેણ ગણાય, અકળ કળા અવનીશ્વરા. (૨) જય જય૦

## ૩૩

જય સુખદાયક સ્વામી નાયક છો પ્રભુ વિશ્વતણા. (૨)
અનેક રૂપે આપ પ્રકાશો વાસ પ્રગટ છે સર્વ સ્થળે. (૨)
હું, તું, જળચર, ભૂચર, આપ ગુપ્તપણે કાપો છો તાપ
ક્ષમા કરોને પાપ અમાપ, વિઘ્ન હરો વિશ્વેશ્વરા (૨) જય સુખદાયક. ૧
પાંડવોને કીધી સહાય, ધાયા વ્હારે વૈકુંઠરાય,
જન્મ ધર્યા હણવા અન્યાય, ધન્યધન્ય અખિલેશ્વરા. જય સુખદાયક. ૨

## ૩૪

છો તમે દીનદયાળ. પ્રભુજી છો તમે દીન દયાળ,
નારદ, શારદ શિવ બ્રહ્માદિક, તમને ભજે ત્રિકાળ; પ્રભુજી છો તમે૦ ૧
પતિતપાવન અધમ ઉદ્ધારણ, નામ છે પરમરસાળ, પ્રભુજી૦ ૨
તમને જાણ્યા વિના જીવ ભટકે, સ્વર્ગ મૃત્યુ પાતાળ; પ્રભુજી૦ ૩
નામ તમારૂં મુખથી લેતાં, છૂટે જગતજંજાળ; પ્રભુજી; ૪

## ૩૫

હેતે ભજી લ્યો નિરંજન નાથને રે;
આવું આવ્યું તારે સુંદર ટાણું હાથ; હેતે ભજી લ્યો૦

(સાખી) લક્ષ ચોરાશી, ના મળે, એ ફર,ને ધ્રુલાજ;
મનુષ્ય જન્મ તો પામીયો, હરિ ભજવાને કાજ.
ગયો અવતાર ફરી ફરી ના મળે રે.
માટે ચેતી લ્યો ને પ્યારા મારા ભ્રાત. હેતે ભજી લ્યો૦
(સાખી) મિત્ર ભ્રાત સુત સુંદરી, ધરા અને ધન ધાન્ય;
તેમજ સુંદર તન દિસે, અસ્થિર એ તમામ.
એવા અગમ અપાયમાં શું મોહી રહો રે,
તેમાં કોણુ આવે તારી સંગાથ......... હેતે ભજી૦
(સાખી) હું ને મારૂં મુકતાં, જશે રાગને દ્વેષ;
બળતાં અંતર વાસના, આત્મા રહેશે શેષ.
સત્ય ટેક ધરી રટો હરિ નામને રે;
મન મગ્ન રહેજે સદાય......... હેતે ભજી૦

## ૩૬

## ધન્યાશ્રી.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ. ટેક.
માણસ, પશુ, પંખીની સાથે, જંતુ જીવ તમામ. દયાળુ૦ ૧
જગના વાસી સૌ સુખ મ્હાલે, ઉમંગ આઠે જામ. દયાળુ૦ ૨
નહિ દુકાળ દરદ નહિ કોને, લડે નહિ કોઈ ગામ. દયાળુ૦ ૩
ઘર ઘર થાય ખુશાલી નિત્યે, વળી વધે ધનધાન્ય. દયાળુ૦ ૪
કોઈ કોઈનું બુરૂં ન ઇચ્છે, સરવે જોય સમાન. દયાળુ૦ ૫
પોત પોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન. દયાળુ૦ ૬

## ૩૭

પ્રભુ તને સદા સદા, ખુશી થઈ નમું નમું;
હમેંશ હું હરૂં ફરૂં, તને હું કેમ વીસરૂં. ૧

જમીન પાણી જંગલો, વનસ્પતિ જનાવરો;
સુરજ ચંદ્ર વાયુ ને, વળી બીજા અનુભવો. ૨
અનાજ ઘાસ તેં કર્યાં, અનેક રંગ આદર્યાં;
સુનીતિ સુખ આપીને, સદ્વૃત્તિ સ્થાપીને. ૩
સુખી થવા કર્યું સહુ, ભલો ન કેમ થાઉં હું;
ભુલોની માફ માગી હું, તને સદા નમું નમું. ૪

## ૩૮

### લલિતવૃત.

જય જગત્પતિ, નાથ ઓ તને, પ્રણમું પ્રેમથી શીશ નામીને;
શરણુ રાખજો દીન બાળને, ન દુર રાખશો નાથજી મને,
કપટ કૂડનાં કારજો તજું, દીન જનો તણાં દુઃખડાં હરૂં;
સત્ય પરાક્રમો હોંશથી કરૂં, પરોપકારમાં નિત્ય રે રમું.
સત્ય, ક્ષમા દયા નિત્ય થાપજો, હૃદય-દુષ્ટતા મૂળ કાપજો;
વિભુ ! કૃપામૃત વારિ સીંચજો, સુમતિ પ્રેરીને બાળ પાળશો.

## ૩૯ પ્રભુ પ્રાર્થના.

### શિખરિણી વૃત્તની ચાલ.

તમારી સેવાર્થે ચરણુરજમાં શિર નમશે;
ડુબાવો ગર્વોને અતિશય વિશુદ્ધે જળ વિષે.
ખરા નીતિ રસ્તે વિમળ મતિ આપો ભય હરી,
તમારો માનીને અભયપદ આપો હરિ હરિ !
અમારા માટેનું નિશદિન બધું માન તજશું,
તમારી શુદ્ધિમાં પળપળ ફરીને વિહરશું;
ભલે મૃત્યુ જેવાં વિષમ દુખડાં સર્વ સહીશું.
તથાપિ કો કાળે નહિ નહિ દયાળુ વીસરશું.

અમારાં કાર્યોમાં કદી નહિ અમે કાંઈ મથશું,
તમારી ઇચ્છાઓ પુરણ કરવા સ્વાર્થ ત્યજશું;
અરે રે ફેલાવો મદ મદનનો બંધ કરશું,
દયાનાં તત્ત્વોને જીવન ભરમાં ગ્રાહ્ય કરશું.
સદા શાન્તિ ઇચ્છી શિશુ સહ બધા ક્રોધ તજશું,
બુરા લોભો ત્યાગી સ્વજન પથમાં સ્નેહ ધરશું,
કરી રૂડાં કાર્યો ડગ ડગ વિષે ખૂબ ડરશું,
હરિ ! હોંશે આવો હૃદય કમળે પૂર્ણ ભજશું.

ડૉ. સર. રવિન્દ્રનાથ ટાગોરના ગીતનો અનુવાદ.
લેખક—રા. રા. હરગોવિન્દ કાનજી ભટ્ટ ( ગુ. શા. પત્ર )

૪૦

ઓ પવિત્ર પ્રેમના ઝરા ?
શક્તિમાન ઇશ્વરા... પવિત્ર૦
જીવનાધાર સૃષ્ટિપાલ હે દયાનીધે !
રસિકવર શાંન્તિકર, ઓ મૃદુલકરઃ—
તું જગદ્ધરા...પવિત્ર૦
ગંજન રંજન ભંજન કરી શાન્તિ દે સ્થિરા
શત્રુ મિત્ર વિપત્ત સર્વ હે દયાકરા !
તું કલ્યાણકરા...પવિત્ર૦

ભગવાનજી રણછોડજી મહેતા, જૈન પાઠશાળા–મુંબઈ.

૪૧

( પદ-રાગ કલ્યાણ, ત્રિતાલ. )

વિભુ સદ્બુદ્ધિ નિત આપજે;
શુભ કરવા સંકટ કાપજે. (૨)... વિભુ૦

માત પિતાની સેવા કરવા;
અંતર ઉરમિ લાવજે. (૨)... વિભુ૦
વિદ્યા લેવા વિઘ્ન હરી સૌ;
ચિત ગુરુ–ચરણુ રખાવજે.(૨)... વિભુ૦
મન વાણી કાયાથી સરવે;
દુર્મતિ દૂર કરાવજે. (૨)... વિભુ૦
નીતિ નિર્મળ વૃત્તિ કરી અમ;
દુષ્ટ કરમથી બચાવજે. (૨)... વિભુ૦
સાર અસાર સમજવા સારૂ;
બાળની વિનતિ સ્વીકારજે.(૨)... વિભુ૦

ભાઈશંકર જીભાઈ શુકલ રાજકોટ–( ગુ. શા. પત્ર )

## ૪૨ મનુષ્ય–ધર્મ.

ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે–એ ઢાળને લગતી.

જગાધીશને નમાવ શીષ પ્રાણી,
તારો ધર્મ શું છે? વાત લેજે જા,ણી;
પછી લાગશે સુબોધ શીખ શા,ણી;
કરવાં રૂડાં રૂડાં કર્મ,
શાસ્ત્ર મર્મ,
જાણી ધર્મ,
તજી ભર્મ
ને અધર્મ વાત કુ,ડી જાણીઃ જગાધીશને
નમાવ શીશ પ્રા,ણી, તારો ધર્મ શું છે? ૨૯.
મલ્યો દેહમનુષ્ય ઇશને ભજ્યામાં
ના,ગુમાવ–વખત કુડને ક,જ્યમાં

ન,તો કોઈ સમય કે બીજી મજામાં
નીકર આવ્યો એવો જઈશ.
દુઃખી થઈશ
અરર ઈશ, પછી કહીશ.
કહાં જઈશ.
વળતી રોઈશ રાગ તા,ણી તા,ણીઃ
જગાધીશને નમાવ.

મહાવિકટ આ ભવાબ્ધિ પાર જા,વું
વિના-સાધને જવાનું શું થવા,નું
દિસે કામ-વિકટ નાવ છેક ના,નું
લાગે ભરતી અને ઓટ
મહામોટ
મોજાંકોટ
દીએ દોટ
વિના ખોટ લોટપોટ જાણે જાશે તા,ણી; જગાધીશને.

નથી અમર રાય રંક કોઈ રહેવા,નું
નાનું-મોટું આજ-કાલ સૌ જવા,નું
પુણ્ય-પાપ એજ સાથ તો થવા,નું
માટે કર હજી વિચાર,
સમય સાર,
ઉર ઉતાર,
ન કર વાર,
રે ગમાર; ખુટયું દાણો પા,ણી. જગાધીશને.

હજી સમજ તો દીસે ઘણુંજ સા,રૂં

શું હજાર વાર વાર તને વા,રૂં
હોય માનવી તો માન કહ્યું મ્હા,રૂં
જાગ્યા ત્યાં થકી સ્હવાર
ભજો યાર
ગદા ધાર
મોક્ષકાર ગિરિજાની વા,ણી. જગાધીશને.
નમાવી શીશ પ્રા,ણી, તારો ધર્મ શું છે ? વાત લેજે જા.ણી

ગિ. ક. ભટ્ટ.

## ૪૩ ઈશ્વરસ્તુતિ, સાથે મનુષ્યને બે બોલ.

### શાર્દૂલ વિક્રિડિત.

જેણે જગત રચ્યું વિશેષ કા,પણ વડે, તે જગ-પિતા ને નમું;
છે તે દેવ, વિરંચી-વિષ્ણુ-વિભુ ને હું આજ શું વીનવું ?
બીજાં પ્રાણી ફરે હરે ચણુ ચરે (પણ) વાચા ન બુદ્ધિ દીધી;
સોંપ્યું સર્વ મનુષ્યમાં અધિક એ કેવી કૃપા છે કીધી ?
કીડીને કણ, પક્ષીને ચણ અને હારો મળે હાથીને;
લક્કડખોદ અહાર-લાકડું કીધી જો ચાંચ જુક્તિથી તેં.
વૃક્ષો ચાર કરી વિશેષ ઉંટને તો ડોક લાંબી કરી;
જેને જેની પડે પૂરી જરૂર તે એવી કૃતિ તેં કરી,
પંખી સહુ પરભાતમાં તુજ તણાં નામો જપે નેહથી.
સંપીને વસતાં સદાય સઘળાં ચારો ચરે સ્નેહથી,
દીસે નિત્ય કલોલ લોલ કરતાં ઉ,દાસી આવી કરી;
રાખીને દરકાર કંઈક ઘરની આરે ત્વરાએ ફરી,
દીઠાં તેમ વળી બધાં વનચરો, સૌ સર્વના ધર્મમાં.
ખામી ખોળી શક્યો નહિ ખચિત હું કોઈ તણા કર્મમાં,

વાચા-બુદ્ધિ વિશેષ, પ્રાણીમનુમાં ઉપયોગ ઉધો કર્યો;
મિથ્યા દેહ મનુષ્યનો જગતમાં રે! રે, ધર્યો ના ધર્યો.

ગિ. ક. ભટ્ટ.

૪૪

અભિનંદન પ્રભુ ઉર લાવજો,
તમ સ્તવન પ્રીતિ ઉભરાવજો..............અભિ૦
સદ્દબુદ્ધિ અમ હ્રદયે રોપી,
નીતિ વિમળ પ્રગટાવજો..................અભિ૦
દુર્મતિ કંટક દૂર વિદારી,
સુકર્મ કુસુમ વિકસાવજો..................અભિ૦
વિદ્યા ધનથી જનસેવામાં,
અમ ઊર્મિ ઉછળાવજો....................અભિ૦
જગપાલક બાલક સહુ યાચે,
પ્રેમસુધા પીવરાવજો.......................અભિ૦
આત્મભાવમાં રસ બસ રેલી,
સરળ જીવન સુહાવજો....................અભિ૦

(લેખક:-એચ. એન. વૈષ્ણવ. બી. એ. હેડમાસ્તર ધ્રાંગધ્રા હાઇસ્કૂલ.

---

## ૪ સરસ્વતી સ્તવન.

### ૧. શાર્દૂલ વિક્રીડિત.

या कुन्देन्दु तुषार हार धवला या शुभ्रवस्त्रावृता
या वीणावर दण्ड मण्डित करा या श्वेत पद्मासना ।
या ब्रह्माच्युत शंकर प्रभृत्तिभिर्देवैः सदावन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेष जाड्यापहा ॥

જેમનો વર્ણ કુન્દ પુષ્પ, ચંદ્ર, હિમબિન્દુ અને મુક્તાહારના જેવો ગૌર છે, જેમણે શ્વેત વસ્ત્રો ધારણ કરેલાં છે. સુંદર વીણાથી જેમનો હાથ શોભી રહ્યો છે, જે શ્વેત કમળ ઉપર વિરાજે છે, અને જેમને હંમેશાં બ્રહ્મા, વિષ્ણુ, અને શંકર વગેરે દેવો વંદન કરે છે, તે સરસ્વતી દેવી અમારા અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરી, અમારૂં રક્ષણ કરો.

કુન્દ—સુંદર, સુગંધીદાર અને બારે માસ થતું ધોળા રંગનું પુષ્પ. તુષાર—ઝાકળ બિન્દુ. પદ્મ—કમળ. શુભ્ર—ધોળાં. જાડ્ય—અંધકાર.

## ૨ શારદા—પૂજન.

( પૂનમ ચાંદની ખીલી. એ રાગ. )

આવો બાળાઓ શાળામાં સંગે મળી રે
વંદી વંદીએ વિદ્યાદેવીને આજ
ચાલો ચાલોને આનંદે સંગે આપણે રે......

શાણી શારદા માતા છે સદા આપણીરે,
તેને સુંદર સજાવો શણગાર........ બાળા. ૧

(સાખી). સેંથો સુંદર સિંદૂરે, કરીએ લાલંલાલ;
મોતીની માળા ગળે, ચોડો ચંદ્ર કપાલ.

કરે ખણખણતાં કંકણ ધાલજો રે,
ઘાલો ચરણે ઝાંઝર ઝણકાર....... બાળા. ૨

(સાખી). ઝીણી ઝીણી ભાતની, સુંદર ભરત ભરેલ;
ઓઢાડી શુભ ઓઢણી, વિવિધરંગી રંગેલ.

માને ચંદન ચઢાવીને પૂજા કરો રે,
માગો માગો માને નમી નમી પાય... બાળા. ૩

(સાખી). હે માતા હે શારદા, અરજ ધરો આ કાન;

મ્હેર કરી માતુ તમે, આપો વિદ્યા-દાન.
માતા આપની આશાએ અમો આવિયાં રે,
માતા લળી લળી નમિયે વારંવાર........ બાળા ૪

જગજીવન કાલિદાસ પાઠક.

૩

આવો ભાઈઓ ભણીએ અતિ (૨)
હેવી સુરૂપ દેવી સરસ્વતી (૨)
(સાખી) સજ્જન શીખે હોંશથી, મૂર્ખ શીખે ન કાંઈ;
વિદ્યા પ્રસન્ન પુણ્યથી, પામે જે સુખદાયી આવો ભાઈઓ૦ ૧
(સાખી) પૂજ્ય ભાવે ગુરુ પ્રણમી, શિષ્ય થઈ રહેવું સદાય;
વિદ્યા ગ્રહણ એહથી, આનંદ હૃદય થાય આવો ભાઈઓ૦ ૨
(સાખી) સતી દુનિયામાં છે 'હવે, સરસ્વતી મહામાય;
તેને સેવો પ્રીતથી, પ્રસન્ન પુણ્ય થાય. આવો ભાઈઓ૦ ૩

(મળેલું.)

## ૪ શારદા સ્તવન.

દેવિ તું દે વીણા ધારિણી સન્મતિ (૨) ટેક.
આળ ને ટાળ તું આપને યશકૃતિ (૨) દેવિ તું૦
નામી આ શીશ આશિષ યાચું સદા, (૨)
કાપ તું આપદ! શાન્તિ દે શારદા, (૨)
કર કૃપા કર અહી રસવતી ભગવતી (૨) દેવિ તું૦

## ૫ ભારતી આવાહન.

(રાગ માલકોષ)

સ્નેહે ઉરકુંજ ખીલવ! (૨)
રસ-પુંજ રેલવ હૃદયે........સ્નેહે.

વીણાધારિની, મયૂર વાહિની; (૨)
અમીરસ ઉર પર ઉર મેળવ........સ્નેહ૦
સુખકારિની, તિમિર હારિની; (૨)
દિવ્ય ગાન સરિત ઉછળવ........સ્નેહ૦

ગુ. શા. પત્ર સને ૧૯૨૨. પૃષ્ઠ ૧૬૮. } નરોત્તમભાઈ ધનજીભાઈ ખાસકીઆ, સ્કો૦ ત્રી. વર્ષ. પી. આર. ટ્રે. કોલેજ અમદાવાદ.

---

## ૫ રાજસ્તુતિ.

૧ શું નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો, એ રાગ

આજે આનંદ આનંદ વ્યાપી રહ્યો (૨)
અહા! વ્યાપી રહ્યો ખૂબ જામી રહ્યો (૨) આજે૦ ૧
રાજા જ્યોર્જની કીર્તિ તણો ધ્વજ, (૨)
ઉડી ગગનમાં છેક રહ્યો— આજે૦ ૨
ચંદ્ર સમું તેજ એમનું વાધો, (૨)
જય! જય! જય! સઘળે વર્તો (૨) : આજે૦ ૩

૨

### મિશ્ર હરિગીત ॥

જય ભારતી! જગદીશ્વરી
અભ્યર્થના ઉર ધારજે
શહેનશાહ જ્યોર્જની, સંકષ્ટને સંહારજે—
ગૌરવ ભરી! પ્રભુતા ધરી
વાત્સલ્યતા દર્શાવજે— જય ભારતી! ૧
જે હિંદના સાચા અને સમર્થ શહેનશાહ છે;
જેના ભલામાં આપણા આ દેશનો આધાર છે.

વિરલા પ્રતાપી હિંદના, હિતવાદમાં મશહુર છે;
જે ન્યાયના પોષક પિતા, દિન જન તણા દાતાર છે.
શહેનશાહ જ્યોર્જનાં સંકષ્ટને સંહારજે— જય ભારતી! ૨

## ૩ સમ્રાટ્ પંચમ જ્યૉર્જને આશીવર્ચન.

### અંતર્લાપિકા.

#### દોહરા.

પંખી ઉડે નભ મંડળે, ચમર ઢળે શિરતાજ;
મધપુડે મધુરસ ઝરે, જ્યોતિ ઝગે રવિરાજ. ૧.
રઘુપતિરામ હદે ધરો, જન્મ મરણ દુઃખ જાય;
બહેકો ન કદિ ગર્વથી, હુકમ હરિ એ થાય. ૨.
જીભે હરિરસ ચાખવો, વોરી જ્ઞાન વિશેષ;
દશ પદ અક્ષર આદિના, દે આશીષ નરેશ. ૩.

યોજક—રા. રા. ર. કે. અજાગીઆ. (ગુ. શા. પત્ર. ૧૯૧૯ પૃષ્ઠ ૧)

---

## ૪

### સવૈયા.

ઓ માય ગ્રેસીઅસ ગૉડ પ્લીઝ મુજ અરજ એક ઉરમાંય ધરો.
શ્રી પંચમ જ્યોર્જ મહારાજા સાહેબનો જગદીશ્વર જયકાર કરો.
પ્રબળ પ્રતાપી મહાન દયાળુ કીંગ અવર કાયમ રહેજો.
લૉંગ લાઇફ એન્ડ હેપીનેસ રહી અચળ સુખો અમને દેજો.
ધી ગવર્નમેંટ સરકાર શહેનશાહ ચક્રવર્તિ શિર છત્ર ધરો,
શ્રી પંચમ જ્યોર્જ મહારાજા સાહેબનો જગદીશ્વર જયકાર કરો. ૧
રાજ્ય અનોપમ રહો અવિચળ અમો ઉપર હે શ્રી ભગવાન.
બહુ સુખદાયક બ્રિટિશ રાજ્યથી હેપી થયું આ હિંદુસ્તાન.

સબળ સત્તા પ્રસરો પૃથ્વીપર, નવે ખંડમાં આણુ ફરો.
શ્રી પંચમ જ્યોર્જ મહારાજા સાહેબનો જગદીશ્વર જયકાર કરો ૨
ક્વાઇટ રાઇટ બહુ રચ્યા કાયદા ઈશ્વર સમ વળી આપ્યો ન્યાય
પ્રજાહિત પરિપૂર્ણ જાળવ્યું, રાવ કવિ હરનીશ ગુણ ગાય.
ગૉડ સેવ ધી કીંગ સદા સહુ માય ડીઅર સુખથી ઉચરો,
શ્રી પંચમ જ્યોર્જ મહારાજા સાહેબનો જગદીશ્વર જયકાર કરો. ૩

અંગ્રેજી શબ્દોના શબ્દાર્થઃ—

ઓ—અરે; માય—મ્હારા; ગ્રેસીઅસ—તેજસ્વી; ગૉડ-ઈશ્વર; પ્લીઝ—મહેરબાની કરીને; કીંગ—રાજા; લૉંગ—લાંબી મુદ્દત; લાઈફ—જિંદગી; એન્ડ—અનેઃ હેપીનેસ—સુખ; ધી ગવર્નમેંટ—રાજ્યસત્તા, હેપી—સુખી; ક્વાઇટ—તદ્દન; રાઇટ—ખરૂં; સેવ—બચાવો; ડીઅર—વ્હાલા.

---

૫

બહુ જીવો પાંચમા જ્યોર્જ હિંદના, કીર્તિ એની જગ સઘળામાં જામજો;
રૈયતને પાળી જય વર્તાવજો, શાન્તિનાં સુખ સર્વ પ્રજાજન પામજો. બહુ.૧
ચાંદો ને સુરજ આથમતા નથી, એવો એના રાજતણો વિસ્તાર જો;
ધરતી ને દરીએ દળ એનાં વડાં, બહુ બેટામાં ફરતી એની આણુ જો. બહુ.૨
રાજાને રાણાનો રક્ષક વડો, રાંક પ્રજાનો રૂડો એ રખવાળ જો;
અંતરનો ઉમળકો સર્વને ઘણો, માટે આપો જ્યોર્જને આશિષ જો. બહુ.૩
અહીં સૌનો ઉદય થજો, એના વડે, વૈભવ એને અદકો આપો ઈશ જો;
કુશળતા હજો પુત્ર પરિવારમાં, પ્રસરો એનો જગમાં પ્રૌઢ પ્રતાપ જો. બહુ.૪

(સાખી) પ્રભુ પાસે સૌ માગીએ, કરી પ્રાર્થના આજ;
કરજોડી બાળા કહે, રહો અચળ આ રાજ. (મળેલું)

૬

સવૈયા.

અર્પ્યો અનુપ પ્રસંગ હર્ષનો કીધી પુરણ પ્રભુએ મ્હેર;
પ્રીતે પધારો સજન સહોદર, આનંદ આજે ઘેરઘેર.
શાન્તિ પરમ પ્રસારી જગમાં, સહાયક થઈ શ્રી સરજનહાર;
વિજયશ્રીએ વરતાવ્યો વિશ્વે મિત્રરાજ્યનો જયજયકાર. ૧
ભાગ્યું જાલમજોર, જર્મની, જેણે જમાવ્યો જગમાં ત્રાસ;
મિત્ર રાજ્યના શસ્ત્ર પ્રહારે, આખર આપે બન્યું હતાશ,
સરત સુલેહ સ્વીકારી કરી સહી સબળ શત્રુએ થઈ લાચાર
વિજયશ્રીએ વરતાવ્યો વિશ્વે મિત્રરાજ્યનો જયજયકાર. ૨
નષ્ટ થયા પરિતાપ સૃષ્ટિના, એ ઉત્સવ કારણ દીન આજ
રહો ચીરંજીવી જયોર્જ મહારાજા અમર તપો શુભ બ્રીટન રાજ.
શાંતિ શાંતિ વૈભવ આબાદી વિધ વિધ પામો હિંદુસ્તાન,
છેલ્લે લળી લળી બાળક ઇચ્છે, ગાતાં વાતાં હરિ ગુણગાન. ૩

---

# ૬ નીતિ.

## ૧ ભકિત અને સેવા.

### ૧ ગુરૂ સ્તુતિ.

( ૧ થી ૩ ઉચ્ચ કોટીના શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે છે. )

ગુરુ—મહાત્મા શ્રી તેલંગ સ્વામીશ્રીએ તેમના પ્રિય શિષ્ય ઉમાચરણ મુખોપાધ્યાયને ગુરુ એ સંબંધમાં કેટલોક બોધક ઉપદેશ કહી સંભળાવેલો તે ઉપરથી.—ગુરુ કોને કહેવો અને તેની આવશ્યકતા શી છે ? ગુરુ એ શબ્દનો અર્થ ગ—અતિદાતા ર—સિદ્ધિદાતા ઉ—સર્વનો કર્ત્તા. તેથી ઇશ્વરને જ માત્ર ગુરુ કહી શકાય. તે

સિવાય જીવાત્માની ગતિ–મુક્તિ નથી. જે વ્યક્તિ ગતિ અને મુ-
ક્તિનો માર્ગ દર્શાવી આપે તેને ગુરુ કહી શકાય. તેટલા માટે જ
ઇશ્વર અને ગુરુમાં ભેદ નથી. વળી એવા પ્રકારના મહાત્મા પુરુષ,
ત્યાગી સંત અને સદ્દગુરુ દેવને સગુણ–સાકાર–ઇશ્વર જ કહી શકાય.

કોઇક એવો અર્થ કરે છે કે–ગુ–અંધકાર રુ–નિવારક. અ-
ર્થાત્ જે મહાપુરુષ શિષ્યના અજ્ઞાનરૂપી અન્ધકારને દૂર કરે તેને
ગુરુ કહી શકાય. ग ઉચ્ચારેથી મહાપાપ, उ ઉચ્ચારેથી આ જન્મનાં
પાપ, અને रू ઉચ્ચારેથી પૂર્વજન્મનાં પાપ નષ્ટ પામે છે. "गुरू"
એ પિતા માતા અને એક માત્ર ગતિ મતિ છે. ગુરુ એજ શિષ્યને
ભવરોગ નાટક–ઉદ્ધારક બ્રહ્મસ્વરુપ છે. માટે ગુરુને પ્રણામ કરવાના
મન્ત્રો તેના અર્થ સાથે બરાબર સમજી જાણવા–પાઠ કરવા જોઈએ,
ભક્તિભાવપૂર્વક ગુરુ પ્રણામ કરવાથી સુફલ પ્રાપ્ત થાય છે.

૨

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिम् ।
द्वंद्वातीतं गगन सदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षीभूतम् ।
भावातीतं त्रिगुण रहितं सद्गुरुं तं नमामि ॥ १ ॥

**અર્થ:**—બ્રહ્મ આનંદસ્વરૂપ, અત્યંત સુખને આપનારા,
કેવળ જ્ઞાનની મૂર્તિરૂપ, સુખ દુઃખ; હર્ષ શોક વગેરે દ્વંદથી મુક્ત,
આકાશના જેવા વિશુદ્ધ, **તત્ત્વમસિ** વગેરે મહાવાક્યોના ચિંત-
નથી લક્ષ્યમાં આવે તેવા (ઓળખાતા), એક, નિત્ય, નિર્મળ,
સ્થિર, બુદ્ધિના શાક્ષીભૂત, કોઈ પણ પ્રકારના ભાવથી રાહત, સત્ત્વ,
રજસ, તમ એ ગુણોથી રહિત, એવા ઇશ્વર કે ઇશ્વર રૂપ સદ્દગુરુને
હું નમસ્કાર કરું છું.

३

गुरु ब्रह्मा गुरू विष्णुः गुरुर्देवो महेश्वरः ।
गुरु रेव परमब्रह्म तस्मै श्री गुरवे नमः ॥ १ ॥
अखण्ड मण्डलाकारम् व्याप्तम् येन चराचरम् ।
तत्पदम् दर्शितम् येन तस्मै श्री गुरवे नमः ॥ २ ॥
अज्ञान तिमिरान्धस्य ज्ञानांजन शलाकया ।
चक्षुरु न्मीलितम् येन तस्मै श्री गुरवे नमः ॥ ३ ॥

**અર્થ**:—(૧) " ગુરુ એજ બ્રહ્મા, ગુરુ એજ વિષ્ણુ, ગુરુ એજ દેવાધિ દેવ મહેશ્વર અને ગુરુ એજ પરમબ્રહ્મ છે. તેજ ગુરુને હું નમસ્કાર કરું છું."

(૨) " સમસ્ત બ્રહ્માણ્ડ જેનો આકાર છે, જે ચરાચર જગત્‌માં વ્યાપ્ત થઈ રહ્યા છે, જે (શિષ્યને) બ્રહ્મપદનાં દર્શન કરાવે છે તેજ ગુરુને હું નમસ્કાર કરું છું."

(૩) " અજ્ઞાનરૂપી અન્ધકારમાંથી, અન્ધજન (શિષ્ય) નાં ચક્ષુ, જ્ઞાનરૂપી અંજનશલાકાદ્વારા ઉઘાડી નાંખે છે (તેને ઇશ્વર દર્શન કરવા સમર્થ બનાવે છે) તે જ ગુરુને હું નમસ્કાર કરું છું."

## ૨ માતૃ–પિતૃભક્તિ.

### ૧ બા લાગે વ્હાલી !

બા લાગે વ્હાલી, મને તો બા લાગે વ્હાલી !
વ્હાલામાં વ્હાલી, મને તો બા લાગે વ્હાલી !

હીંચોળી ગીત મીઠાં ગાતી, દૂધ મીઠું પાતી. મને તો૦
માગું તે સઘળું દેતી, બચીઓ બહુ લેતી. મને તો૦

હસું રમું તો રાજી થાતી, રડું તો મુંઝાતી. મને તો૦
વાંક બધાએ માફ કરીને મારા ગુણ ગાતી. મને તો૦

દેવચંદ રામજી.

## ૨ માનો સર્વોત્કૃષ્ટ પ્રેમ.

મંદાક્રાન્તા.

સૌથી મોટો નજર સમીપે પ્રેમનો પ્હાડ કલ્પો,
ઉંચાં નીચાં શિખર ગિરિને છે ઘણાં એમ કલ્પો;
સૌથી ઉંચું ઝગીહળ થતું શૃંગ માસ્નેહનું છે,
નિસ્વાર્થી વાઃ ! જનની પ્રીતિમાં ભવ્યતા દિવ્યતા છે.

સાકરલાલ પુરુષોત્તમ શુકલ.

## ૩ રોતા પુત્રને માતાનાં મનામણાં.

( બતા દે સખી કોન ગલી ગયો શ્યામ......એ રાગ. )

બાલુડા તારી નેને ઝરે શીદ નીર
નેને ઝરે શીદ નીર, બાલુડા તારી નેને ઝરે શીદ નીર. એ ટેક. ૧
રૂદન તારૂં લાગે અકારૂં રે, બાપુ તને શી છે પીડ. બાલુડા. ૨
રો ના રસીલા, રો ના રસીલા રે, બાઉ ખવાડું લે વીર. બાલુડા. ૩
ઘં ઘં ઘુઘરી લે લે બજાવું રે. છાનો રહે ધરી ધીર. બાલુડા. ૪
જો જો રૂપાળું વાજા વગાડું રે, ચાંપું સુંવાળું શરીર. બાલુડા. ૫

જગજીવન કાલિદાસ પાઠક.

## ૪ શ્રવણ.

( ઓખાહરણની ઢાળ. )

ગંગા તીરે સુંદર ગામ, રહેતા બ્રાહ્મણ ધર્મનાં ધામ;
સત્ય શીલ દયા ને દાન, નીતિ ભક્તિમાં પૂર્ણ તમામ.
શ્રવણ નામે તેમાં એક, માતપિતા છે બુઢ્ઢાં છેક;
ઢીલાં ગાત્ર ને અંગ અપંગ, બંને આંખે બંને અંધ.
શ્રવણ માતપિતાનો ભક્ત, રહેતો સેવામાં સર્વથા રક્ત;
બોલ્યા પહેલાં ઉપાડે બોલ, તોલ પ્રભુ સમ ગણતો અમોલ.

ધન કાંઈ નહોતું પુત્રની પાસ, પણ ઉરમાં તીરથની આશ;
ઇચ્છા પુત્રે તેઓ તણી જાણી, કરવું કેમ સૂઝે નહીં કાંઈ.
પાણી લાવતો કાવડ કરી, યુક્તિ એક તે પરથી જડી;
કરી કાવડ એક મજબૂત, બંને પાસે તે પૂરી સાબૂત.
એકે મા અને બીજે બાપ, બંને પાસે બેસાર્યાં આપ;
માને બાપના કોડ જ પૂરવા, થયો તત્પર નીકળ્યો ફરવા.
ઇચ્છા માબાપની પૂરી કીધી, પિતૃભક્તમાં પહેલ જ લીધી;
થયું જાણીતું શ્રવણ નામ, હોજો એવા પુત્રો ઠામ ઠામ. (મળેલું.)

ધામ-યાત્રાની જગા. શીલ-સારી ચાલ. ગાત્ર-શરીર. રક્ત-નિમગ્ન, ગુંથાએલો. અમોલ-જેનું મૂલ ન થઈ શકે તે. ઉર-મન, હૃદય. પિતૃભક્ત-વડીલની સેવામાં ચુસ્ત.

## ૩ બંધુ પ્રેમ.

### ૧ નાનાભાઈ ઉપરનો નેહ.

( બાલમ બેગે આજો રે...મારો જોબન બીત્યો જાય...બાલમ એ રાગ)

વ્હાલું વ્હાલું લાગે રે (૨) નાનું કોમળ ભ્રાતનું તન......વ્હાલું વ્હાલું લાગે રે ... એ ટેક. ) ૧

(સાખી) કાલું કાલું બોલતું નાજુક, સુંદર નાનું મુખ;
ઝીણી ઝીણી દંતુડી ન્યાળી જોતાં થાતું સુખ... વ્હાલું વ્હાલું. ૨

કોમળ શીરે શોભતા કાળા, ઝીણા ઝીણા વાળ;
વાયુથી ઉડી ઉડીને ચોટે, વદન વિષે રસાળ... વ્હાલું વ્હાલું. ૩

ધીરે ધીરે ચાલતાં ચાલતાં, પડતો ખડતો જાય;
ઝુલામાં ઝૂલાવતાં જો જો, મોંએથી મલકાય... વ્હાલું વ્હાલું ૪

ઝભલું ઝીણું પહેરીને કેવો, કરે કરોડો ગેલ;
લાડકડા મુજ ભ્રાતને હું તો, રોજ ખેલાવું ખેલ...વ્હાલું વ્હાલું. ૫

જગજીવન કાલિદાસ પાઠક.

## ૪ વિદ્યા–જ્ઞાન–ધન.

( નીચેના ૩ શ્લોકો ઉચ્ચ કોટીના શિષ્ય–શિક્ષકો માટે )

૧

विद्या नाम नरस्य रुपमधिकं प्रच्छन्न गुप्तं धनं ।
विद्या भोगकरी यशस् सुखकरी विद्या गुरूणां गुरुः ॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परा देवता ।
विद्या राजसु पूजिता नहि धनं विद्या विहीन पशु : ॥

વિદ્યા એ માણસનું સુંદર રૂપ છે, તે ઘણું જ છાનું ધન છે, અને વિદ્યા વૈભવ, કીર્તિ અને સુખ આપે છે, એ ગુરુઓની પણ ગુરુ છે. પરદેશમાં તે બન્ધુજનની ગરજ સારે છે અને તે મોટી દેવી છે. રાજાઓમાં પણ વિદ્યા પૂજાય છે, ધન પૂજાતું નથી. વિદ્યા વિનાનો માણસ પશુ તુલ્ય છે.

૨

न चौर चौर्यं न च राज ग्राह्यं न भ्रातृभाज्यं न च भारकारी
व्ययेकृते वर्द्धत एव नित्यं विद्याधनं सर्व धनं प्रधानम् ॥

અર્થ—વિદ્યા ધન એવું છે કે તેને ચોર ચોરી શકતો નથી, રાજાથી તે લઈ શકાતું નથી, ભાઈઓનો તેમાં ભાગ પડતો નથી, અને તે ખર્ચ કરતાં ( બીજાને શીખવતાં ) પણ વધતું જાય છે એવું વિદ્યારૂપી ધન બધાં ધનોમાં શ્રેષ્ઠ છે.

૩

विद्या ददाति विनयम् विनयाद्याति पात्रताम् ॥
पात्रत्वात् धनमाप्नोति धनाद्धर्मस्ततः सुखम् ॥१॥

અર્થ—વિદ્યાથી વિનય આવે છે, વિનયથી લાયકી આવે છે, લાયકીથી ધન મળે છે. ધનથી ધર્મ સધાય છે અને છેલ્લે પરિણામે સુખ મળે છે.

## ૪ વિદ્યાની ઉપાસના કરવા વિષે.

### બિભાસ.

( જાગોને જીવન મ્હારા. એ રાગ. )

સેવો રે સેવો રે શાણા, સરસ્વતી સેવો;
શીતળ સુખદ એવો, મીઠો કોઈ ન મેવો. સેવો રે સેવો રે. ૧
વિદ્યાનો ખજાનો મોટો, જગમાં ન એનો જોટો;
ખરચ્ચે ન ખોટો પ્યારા, એ તે લાભ કેવો? સેવો રે. ૨
લૂટારા લૂટે ના તેને, ઠગારા ઠગે ના જેને;
ધૂતારા ન ધૂતે પ્યારા, એનો લાભ લેવો. સેવો રે. ૩
ભાઈ નહિ ભાગ માગે, ભાર લગારે ન લાગે;
તસુએ ખસે ના આઘો, જોવા જોગ કેવો? સેવો રે. ૪
સમજી સમજી વ્હાલા, બાળો અને એનો બાળા;
રસીલા રૂપાળી શાળા, સ્નેહ ધરી સેવો. સેવો રે. ૫

જગજીવન કાલિદાસ પાઠક.

### ૫

વિદ્યાહીન નર પશુ, જગતમાં વિદ્યાહીન નર પશુ;
ખર્ચ્યે ન ખુટે, ચોર ન લૂટે, અખુટ વિદ્યા વસ્તુ. જગતમાં.
કીર્તિદાતા છે ગુરુ-ત્રાતા, તેથી જ સુખીઆ થશું. જગતમાં.
વિદ્યાનાં સન્માન સમિપે, પૈસાનું નહિ ગજું. જગતમાં.
પૈસો ચંચળ, વિદ્યા અવિચળ, વિદ્યામાં મન ઠસ્યું. જગતમાં.

કેશવ હ. શેઠ.

૬

થયા છો રે તમે વયમાં બરાબર, વિદ્યાને ભણજો;
જેના સેવનથી, આ અવનીમાં, રંક થયા બહુ રાય
સુખ આપે, દુઃખ કાપે સ્થિર સ્થાપે, એમ ઘડી ઘડી,
પ્રતિદિન, દિનદિન, કળા બઢતી કરજો. થયા છો રે. ૧
નિત્ય ગુરુ સમીપે રહીને, સમજી લેવો પાઠ;
શુદ્ધવર્ણો, વૈયાકરણો, કાવ્યચરણો, અંકગણિત નિત્ય ભણી ગણી,
બની ઠણી, ભાષા ચિત્ત ધરજો. થયા છો રે. ૨
વિદ્યાવિલાસી બની, પ્રીતિ વધારી, વિદ્યા ગ્રહણ કરજો;
પિતુમાતા, નિર્ભય દાતા, નિજ ભ્રાતા, છે આ જગના દેવ,
કરી સેવ, ભવસાગરને તરજો. થયા છો રે. ૩

## ૭ ગાયન.

ચાહો જો તમે નરેશ દેશને, કરવા આબાદાન, (૨)
પ્રથમ પગથીયું હાથ કરી લ્યો, દો માતાને જ્ઞાન. ચાહો૦
હોય જો માતાઓ ગુણવાન,
ઉછેરે રૂડી રીતે સન્તાન;
*કરાવી જ્ઞાન-સુધારસ પાન....* દેશને૦
કેળવણી વિણ નિલમને, માણેક પત્થર કહેવાય;
કેળવણીથી વિષ હળાહળ, પણ અમૃત થઈ જાય.
નથી જ્યાં સુધી સુશિક્ષિત નાર,
કહાવે અર્ધદગ્ધ સંસાર;
વ્યર્થ તે વિના પ્રયત્ન હજાર. દેશને૦

મહાસતી અનસુયા નાટક, મુળજી આશારામ ઓઝા.

## ૮ વિદ્યા.

રક્ષા કરે જનુની જેમ સહુ જનોની,
હિતે નિયુક્ત રહે, તાતની જેમ નિત્યે:
કાન્તાની જેમ હરતી ભય-ખેદને એ,
વિદ્યા અરે! મનુષ્ય કાજ નહિ શું સાધે? ૧
કીર્તિ સહુ જગતમાં જનની પ્રસારી,
સાથે જ રે' વિપતમાં નહિ જાય ચાલી;
વિદેશમાં પરમ મિત્ર થઈ રહે એ: વિદ્યા અરે! ૨
ખર્ચે નહિ ખુટી જતું ધન દિવ્ય એ છે,
"પંડિતને જગતમાં સહુકો પૂજે છે!"
એ ગુપ્ત દ્રવ્ય યશને સુખ બે દિએ છે; વિદ્યા અરે! ૩
વાણી મહીં વિમલતા વિદ્યા જ લાવે,
વિવેકને વિનય બે ગુણને ખિલાવે;
ચારિત્ર્યવાન કરતી એ સહુ જનોને,
**વિદ્યા વિહીનઃ પશુઃ** જગમાં ગણાયે!! ૪

દુર્લભભાઈ નાગરજી નાયક, શિક્ષક, તા. સ્કૂલ ચોરવાડ.
(ગુ. શા. પત્ર સને ૧૯૨૩ પૃષ્ઠ ૨૯૨)

## ૯ કન્યાશાળામાં ભણવા મૂકવાને બાળાની ઉત્સુક્તા.

(મને ભૂલી ગયો છે મારો છેલડો રે એ રાગ.)

મને હોંસે નિશાળે મૂકયને રે
લાગી લાગી છે ભણવામાં પ્રીત મારી માત......મને. ૧
નાની નાની રૂપાળી મારી ગોઠણો રે;
દાડી દાડી શાળાએ દોડી જાય મારી માત......મને. ૨

લીલાં પીળાં પતાકડાં ત્યાં પાથરે રે,
રંગ રંગના લખોટાની હાર મારી માત.........મને. ૩
રૂડાં નવાં નવાં ગીત રોજ ગાય ત્યાં રે,
મીઠે મીઠે અવાજે ઘણી એન...મારી માત......મને. ૪
માતા મધુરૂં મધુરૂં વાજું વાગતું રે,
મને સાંભળવા થાય ઘણા કોડ મારી માત......મને. ૫
મારૂં મનડું લોભાણું નિશાળમાં રે,
મને ભણવા જવા દે લાગું પાય મારી માત......મને. ૬

જગજીવન કાલિદાસ પાઠક.

## ૧૦ ધન વિષે.

("નહી ચીજ કોઈ ગળી" એ રાગ.)

વસુ વિના નર પશુ, જગતમાં વસુ વિના નર પશુ;
દામ સિવાયે દેશ વિદેશે, કામ બને ના કશું. જગતમાં.
જન્મી જગમાં, જીવન જીવી હશે કને જો વસુ,
નોકર ચાકર ગાડી વાડી લાડીવાળા થશું. જગતમાં.
ગર્થ વિના કો ભાવ ન પૂછે, અર્થ સરે ના તસુ;
રાજ સમાજે, વાટે ઘાટે પૈસાને પૂછશું—અરે ભાઈ
પૈસાને પૂજશું. જગતમાં.

(કેશવ હ. શેઠ.)

# ૫ જીવનના આદર્શો, કર્તવ્ય અને બોધ.

## ૧ જીવનના આદર્શો.

મોટું ઉદર રાખી ભલા આ, અવની માંહી ચાલજે;
દુઃખીયા તણાં દર્દો બુઝાવું, વ્રત એવું પાળજે.

કુડાં અહંભાવો વસે, ઉંડાં હૃદયના સ્થાનમાં;
તેને પ્રતિજ્ઞા લેઈને, તું બહાર ખેંચી કાઢજે.
સાધુજનોની સંગતિમાં, સુખ મોટું માનજે;
પ્રભુના પુરુષ જે ઓલીયા, તું તેમનો કર ઝાલજે.
વીરનું ભૂષણ સાચી ક્ષમા, તેને તું ઉરમાં સ્થાપજે;
રેલાવી ભ્રાતૃભાવ જગમાં, સંપ દૃઢની ધારજે.
નદી નાવને સંયોગ જેવો, તેમ સંસારે રહી;
પરમાર્થ જીવન આદરી, આવ્યાં દુઃખો લેજે સહી.

તત્ત્વચિંતક.

## ૨ સાચના સિપાઈ.

અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ;
સાચ અમારી તરવારો ને,
સાચની બાંધી સવાઈ. અમે સાચના૦
સાચ અમારા લડવૈયા,
તે લડશે સાચ લડાઈ. અમે સાચના૦
સુણો અમારાં બ્યૂગલ વાગે,
સાચની હાક છવાઈ. અમે સાચના૦
જુઓ અમારી ધજા ફરરરે,
સાચની લહેરો વાઈ. અમે સાચના૦
જામે સાચનું લશ્કર સઘળે,
આવો તમો ભાઈ; અમે સાચના૦

કવિ ન્હાનાલાલ.

સવાઈ—સવાયાપણું, વિશેષતા. હાક—આણ. છવાઈ—ફેલાઈ.

## ૩ સાચ.

### ગઝલ-ભેરવી.

અમે તો હિંદનાં બાળો, સદાએ સાચું બોલીશું;
લઈને સાચની કુંચી, સુખોનાં બાર ખોલીશું;
ભલેને મૃત્યુ આવે તો, ન સાચો માર્ગ છોડીશું;
હથોડી સાચની લઈને, દુઃખોની બેડી તોડીશું. ૧
થશે જય સાચનો નક્કી, અમે તો એ જ માનીશું;
કરી કાર્યો સહુ સાચાં, કદર તેની જ જાણીશું;
કરી શું સાચના સોદા, નહીં બીજું જ તોળીશું;
અમે તો સાચના સંગી, સદાએ સાચું બોલીશું. ૨
અમારો સાચનો ધર્મ, હમેશાં એ જ પાળીશું,
જઈશું સાચને પંથે, બીજાને ત્હાં જ વાળીશું;
લઈ વ્રત સાચનું તેમાં, અમે કો દી ન ભૂલીશું.
બનીને સાચના સાધુ, સદાએ સાચું બોલીશું. ૩
ન આવે સાચને આંચ, અમે ધૂન તો લગાવીશું,
અમારૂં લક્ષ્ય સાધીને, કરી ધાર્યું બતાવીશું;
મદદ પ્રભુની જ માગીશું, ન બીજી સ્હાય ખોળીશું;
અમે તો હિંદનાં બાળો, સદાએ સાચું બોલીશું. ૪
લક્ષ્ય-મેળવવાની ચીજ

**सत्यं वद; सत्यमेव जयते; सत्यान्नास्ति परोधर्मः । सत्यान्न प्रमदितव्यम् ।** એ શાસ્ત્ર વચનોનો ભાવાર્થ બાળકોનાં મનમાં ઉતારવાનો પ્રયત્ન આ ગઝલમાં છે.

**સત્યેન્દ્ર ભીમરાવ દીવેટીયા.**

## ૪ સાચાં બાળક.

### ( સવૈયા એક ત્રીસા. )

સાચાં બાળક અમે બધાં એ, સાચ તણો સજીએ શણુગાર;
વદીએ સાચું, કહીએ સાચું, કોથી નહિ ડરનાર,
સાચ અમારૂં બખતર કરીએ, સાચ જ જબરૂં અમ હથિયાર;
સાચ તણી તો લડાઈ લડવા, બનીએ સૌ શૂરા સરદાર.
સાચ થકી રંગાયા સઘળા, સાચ મહિં સઘળા મસ્તાન;
સાચ વિનાના બાળકને તો ગણીએ સૌ સાચા હેવાન.
સાચ પ્રભુને સદાય વ્હાલું, સાચે રાચે માને બાપ;
સાચાં બાળક બની બધાંએ, સાચ-પૂજારી બનીશું આપ.

હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ.

હેવાન-પશુ. સાચપૂજારી-સાચને વખાણનાર—ચહાનાર.

## ૫ સંપ.

કુસંપ પરહરો, સુસંપ આદરો,
મમત્વને મૂકી, તમે ફરજ અદા કરો.

ઇર્ષ્યા ને દ્વેષાદિ કેરું, સજ્જડ કાઢો મૂળ;
એકમેકને મદદ કરી, મનમાં થજો મગરૂર. કુસંપ પરહરો. ૧
જુઓ ઝાડ પરમારથ કારણ, જાતે વેઠે દુઃખ;
ટાઢ તાપ આદિક વેઠીને, જનને દેછે સુખ, કુસંપ પરહરો. ૨
જો આકાશે સૂર્ય મહત, ને અગણિત તારા ચંદ્ર;
ખભળે કે ખખડે નહિ કદીએ, કેવો દીસે સંપ, કુસંપ પરહરો. ૩

ગિરિજાશંકર કરુણાશંકર ભટ્ટ ( તાલુકા માસ્તર પચ્છેગામ )

## ૬ વિનય એ મહામંત્રનો મહિમા.

### રાગ ધનાશ્રી—ગઝલ

'વિનયથી વિશ્વ બધું વશ થાય (૨) ટેક.
વૈરી સઘળા વહાલ ધરાવે, ગુણુ-કર થઈ ગાય. વિનય૦ ૧
મોહની મંત્ર અવર નહિ એથી, આ દુનિયાની માંહ્ય. વિનય૦ ૨
ધર્મતણું આ મૂળ મનોહર, જ્ઞાનનું બીજ ગણાય. વિનય૦ ૩
એજ રસાયણે અંતર કેરા, સર્વે દોષ સમાય. વિનય૦ ૫
સંત શિષ્ય સુખ સઘળાં એમાં, સ્વરૂપ કહિ સમજાય. વિનય૦ ૫

( સુબોધ સંગીત માળા ભા. ૩ )

## ૭ વિનયાધીનતા.

### મિશ્રરાગ-તાલ દાદરા.

હા, વિનય ધરો, નમન કરો, અધીન રહો,
નિજ ગુરુજનમાં. ટેક.

વિવેક થકી વ્હાલ વધે ને, મળે મધુરાં માન;
જીવન, જોમ અને જશ જામે, વિરલ વધે જ્ઞાન. હા, વિનય૦
વડીલ જીભે વેદ વિભુના, વાણી ઇશ્વરની આણ;
ગુરુ સોટીમાં અંશ પ્રભુના, હુકમ-શાસન જાણ. હા, વિનય૦

( ગુ૦ શા૦ પત્ર )

## ૮ વચન પાળવું.

### આશાવરી.

પાળવું વચન પૂર્ણ ધરી પ્યાર.
વચન પૂર્ણ ધરી પ્યાર પાળવું, શિથિલ થવું ન લગારઃ—પાળવું
નાશ થાય વૈભવ લક્ષ્મીનો, નવ કરશો દરકાર;
અડગ ટેક ધરીને નવ તજશો. નીતિપંથ સુખકાર,
પામશો અચળ કીર્તિ-ભંડારઃ—વચન પૂર્ણ૦

સહન કરો મનમાં દુઃખ કપરાં, કરો પ્રાણ કુરબાન,
દૃઢ નિશ્ચય કરવો હૃદયે, અનુકૂળ થશે કીરતાર,
બોલશે રિપુ પણ જય જયકારઃ—વચન પૂર્ણ૦
વચન તણા પાલનથી ચાલે, જગના સૌ વ્યવહાર,
વચન ભ્રષ્ટ થાયે સઘળા તો, અસ્તવ્યસ્ત વ્યવહાર,
થાય જનમંડળ હાલહવાલઃ—વચન પૂર્ણ૦
(ગુ. શા. પત્ર.) રા. સાકરલાલ પુરુષોત્તમ શુકલ.

## ૯ પ્રયત્ન.

( રાગ કાફી. )

હાથ જોડી ના બેસો, રે ભાઈ, હાથ જોડી ના બેસો!
કરવું હારને હાથ ખરૂં, પણ સાથ શું શ્રમ નહિ લેશો?
હાથ જોડીને બેસી જ રૂહેતાં, ખાશો જગતની ઠેશોઃ
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૧
મેઘ વરસશે મૂશળધારે, તે શું જોઈ જ રહેશો?
તન રગડી જો ન ખેતર ખેડો, તો પછી પાક દે એ શો?
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૨
ફરશે ને હરશે તે ચરશે, બાંધ્યો ભૂખે મરે શો;
હરિ હરિ કરતાં આ હીનદશા ટરી, એમાં શો અંદેશો?
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૩
સૂતેલા પણ સિંહ તણે મુખ આવી શિકાર પડે શો?
ફાળ ભરી તે ઠાર કરે તો જ ઠારી શકે ભુખક્લેશો;
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૪
આ નથી, તે નથી, એમ કદી પણ કાયર થઈ નવ કહેશો!
સાધનથી પણ સાધ્ય છે મ્હોટું: પાધરે યત્ન પ્રવેશો!
રે ભાઈ, હાથ જોડી ના બેસો ૫

યત્ને ચઢી બડી રેલ હડવશો. નહિ તો પડી સડી ગ્હેશો !
વીર ! ઊઠો, પ્રભુ સાહ્ય થશે, આ સાધવો દિવ્ય સંદેશો !
રે ભાઈ, હાથ જોડી ના બેસો ! ૬

રચનાર—અરદેશર ફરામજી ખબરદાર.

## ૧૦ પ્રયત્ન સેવન.

### ભૈરવી—ગઝલ.

તું યત્ન કર, ફરિ યત્ન કર, નિરાશ થાવું ના ઘટે. ટેક.
નિરાશ થાવું ના ઘટે, નિરાશ થાવું ના ઘટે. તું.
શાહ–રાહ ભણતરના નથી, ગુલ–બાગ જીવનના નથી,
વણ જાત મ્હેનત તો નથી, સુખ લાભ કંઈ પૃથ્વીપટે. તું૦
ઈશ સ્હાય આળસને નથી, આપ બળ વિના મદદે નથી,
પ્રભુ સ્હાય, સ્હાય પ્રયત્નથી, ફરિ યત્ન કર, થાશે ફત્તેહ. તું૦

( ગુ. શા. પત્ર )

## ૧૧ જાતે કરીએ કામ.

જાતે કરિયે કામ,
તો બનિયે બળવંત તમામ;
જાતે કરિયે કામ,
તો ભોગવિયે સુખ તમામ;
જાતે કરિયે કામ,
તો દુઃખ ટાળિયે તમામ;
જાતે કરિયે કામ,
તો વ્હાલા થઈએ તમામ;
જાતે કરિયે કામ,
તો સૌને દઈએ આરામ. (લલિત.)

## ૧૨ ફરજ.

( ચોપાઈ. )

ભાઈ નિશાળે જઈને ભણે, બાપા ખેતર દાણા લણે; ૧
બ્હેન નદીનું પાણી ભરે, રસોઈ સહુ માટે મા કરે. ૨
પ્રભુએ સોંપ્યાં જે જે કામ, બજાવતાં તે સહુએ આમ; ૩
ભણી ગણી આગળ વધું તેમ, એ મુજ જીંદગીનું શુભ નેમ. ૪

નેમ—હેતુ.

કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ.

## ૧૩ નાનામાંથી મોટું.

( ચોપાઈ. )

નાની પળનો થાય કલાક,
નાના બીનો ઉપજે પાક;
નાના શબ્દ રચે ઉપદેશ,
નાનાં બાળ વસાવે દેશ.
નાનામાંથી મોટું થાય,
નાનું એ નાનું ન ગણાય.

રચે—બનાવે. ઉપદેશ—શિખામણ, બોધ.

કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ.

## ૧૪ મારાં રોજનાં કામો.

ભુજંગી.

ૃદે લોહીઁ નાડી મહીં ખૂબ મારૂં, મને કૂદવું લાગતું તેથી સારૂં;
ડી ત્યાં, ઘડી આંહિ દોડયા કરૂં છું, કરી દોસ્તી આ પક્ષી સાથે ફરૂં છું.
ડીઁ ચોપડી વાંચીઁને ગીત ગાઉં, ઘડીઁ નાચીઁ કૂદી પછી ભાગ ખાઉં;
'તા દિવસો એમ આનન્દ માંહે, બધાએ મને હેતથી ખૂબ ચાહે.

કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ.

## ૧૫ બીવું નહિ.

મા! મા! હું તે શાને બીઉં? પ્રભુ છે પાસે, શાને બીઉં?
ઘરમાં અંદર ને આખા જગે, પ્રભુ તો ઠેકઠેકાણે વસે;
નહિ તે વિણુ કો ખાલી ઠામ; બીએ પછી બાળક શું કામ!
નહીં નહીં મા! કદી હું બીઉં, પ્રભુ છે પાસે, શાને બીઉં?

હિંમતલાલ ગણેશજી અંજારીયા.

## ૧૬ ભાઈબંધ કેવો કરવો.

### ભુજંગી.

નિશાળે જઈને ભણે જે ઘણું તો, કરો સંગ તેનો ખુશીથી બધાં તો;
કહ્યું માસ્તરે જે બધું માનતો તે, ફરી સૌની સાથે હસી કૂદતો તે.
ભણીને ભણાવે રમીને રમાડે, હસીને હસાવે, જમીને જમાડે;
મળે મિત્ર એવો બધાને ગમે એ, પછી દુઃખ શાનું? સુખેથી રહીએ.

લીમડાપોળ—વડોદરા. અશોકકુમાર મગનલાલ કાંટાવાળા.

## ૧૭ ચહુ ચલો જીતવા જંગ.

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે;
યાહોમ કરીને પડો ફતેહ છે આગે. ટેક.
કેટલાંક કર્મો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે.
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે— યાહોમ.
સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યા નિજ વચને,

સાહસે ઈન્દ્રજિત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે;
થઈ ગઈ જંગમાં મર્દ હક્ક નિજ માગે— યાહોમ૦
સાહસે કોલંબસ ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડ્યો, યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપના સ્હામો,
સાહસે સ્કોટે દેવું રે, વાળ્યું જોતામાં,
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે— યાહોમ૦

કવિ-નર્મદ.

## ૧૮ સારાં બાળકો.

૧. સારાં બાળકો કદી જૂઠું બોલે જ નહિ.
૨. સારાં બાળકો ગામમાં કે મહોલ્લામાં, પોળમાં કે ફળીઆમાં ગાળાગાળી કે લડાલડી કરે જ નહિ.
૩. સારાં બાળકો એક બીજાને મદદ કરે.
૪. સારાં બાળકો હંમેશાં સ્વચ્છ કપડાં પહેરે.
૫. સારાં બાળકોના હાથ પગ ઉપર મેલ હોય જ નહિ.
૬. સારાં બાળકો પૂછ્યા વગર પારકી ચીજ લે જ નહિ.
૭. સારાં બાળકો ઘરમાંથી પણ છાની માની કાંઈ પણ વસ્તુ લે નહિ.
૮. સારાં બાળકો રસ્તામાં કોઈ ચીજ ખાય નહિ.
૯. સારાં છોકરાં એક બીજાને ભાઈ કે બેન કહી માન સાથે બોલાવે.
૧૦. મોટાં છોકરાં સારાં હોય તે નાનાં બાળકોની સંભાળ રાખે.

( બાલમિત્ર ઓગસ્ટ ૧૯૨૧ )

## ૧૯ બાળકો માટે.

વાંચી હસજો ખડ ખડ ખડ, કરતા ના ગડબડ સડબડ;
દુષ્ટ કરે છે વઢ વઢ વઢ, કલેશી કરે છે રડ રડ રડ. ૧
આંસુ પાડે દડ દડ દડ, મૂકે ફરી બહુ ગડ બડ;
ક્રોધ કરે છે બડ બડ બડ, હોઠ હલાવે ફડ ફડ ફડ. ૨
બળતણું બળતું ભડ ભડ ભડ, તણખા ઉડતા તડ તડ તડ;
આધણું બોલે સડ સડ સડ, ચોખા તું ઝટ ચઢ ચઢ ચઢ. ૩
ગાડું બોલે ધડ ધડ ધડ, મેહુલો ગાજે ગડ ગડ ગડ;
પાણી પડતું ધડ ધડ ધડ, દાંત થાય છે કડ કડ કડ. ૪

સંપાદક—બાપુ.

## ૨૦.

### સ્વાર્થને માટે આખા ગામને નુકસાન ન કરવા વિષે.

પેટ બળે પણ ગામ ન બાળો, ઘર ટંટો ન બ્હાર કહાડો રે. ટેક૦
થોડા જણ તમને દુઃખ દે પણ, નથી દેતા કંઈ સરવે રે;
સહુનું ભુંડું કરવામાં તો, અન્યાયો બહુ થાએ રે. પેટ. ૧
સહુનું ભુંડું કરવામાં તો, લાભ ન તમને લેશ રે;
સૌની સાથે તમે પણ પડશો, જગ સંધૂ ધિક્ક કહેશે રે. પેટ૦ ૨
ધીરે રહી સમજાવેથી તો, ઉપરાણું જન લેએ રે;
વેર તમારૂં સ્હેજ વળે પણ, ગામ બળે સહુ બગડે રે. પેટ૦ ૩
જે ભૂમિએ જન્મ દઈને, પાળી મોટા કીધા રે;
તે ભૂમિ તે ભાંડુંઓના, કરવો ભૂંડા હાલ રે;
તેના જેવી કૃતઘ્નતા કો, હિણી ન બીજી ચાલ રે. પેટ૦ ૪
ભણી ગણીને જુગતી શોધી, શત્રુ જીતો જબરો રે;
જો ન ફાવો બળો તમે પણ, ભાઈ ગામ ન બાળો રે. પેટ૦ ૫

૨૧

ઝાઝા નબળા લોકથી, કદી ન કરીએ વેર;
કીડી કાળા નાગનો, પ્રાણ જ લે આ પેર. ૧
ક૦ દ૦ ડા૦

## ૨૨ કોઈને હલકો ન ગણવો.

દોહરો.

પરમેશ્વરની છે પ્રજા, આ સઘળો સંસાર;
એક કુટુમ્બી આપણે, એક પિતા પરિવાર. ૧
કાળા ગોરા કોય છે, ધનહીણા ધનવાન;
કહો ન હલકો કોયને, સઘળા એક સમાન. ૨

પ્રજા-છોકરાં. પરિવાર-કુટુમ્બ. ધનહીણા-ગરીબ. ધનવાન્-પૈસાવાળા.

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ.

## ૨૩. બાળ પ્રાર્થના-નીતિ.

હે પ્રભુ પ્યારા બાળક સઘળાં તમને લાગે પાયે.
અમે પ્રીત થકી ભણવા જાશું,
જઈ અમ ગુરુનાં દર્શન પાશું;
વચનામૃતના મેવા ખાશું.— હો પ્રભુ૦
અમે અંદર અંદર નહી લઢીએ,
નહી જુઠું બોલી છેતરીએ,
ચોરી ચાડી કદી નહી કરીએ,— હો પ્રભુ૦
અમે સાધન અમ સંભાળીશું,
ધોઈ કપડાં ચોક્ખાં પહેરીશું,
અમે સત્યવાન સાદા રહીશું;— હો પ્રભુ૦
છુટીને સીધા ઘેર જઈશું,

ના રસ્તે કદી ઉભા રહીશું,
ગુરુ માત પિતા ઇશ માનીશું,— હો પ્રભુ૦

વીસનગર; લેખક ભગવાનભાઈ નરસિંહભાઈ કવિ.

( ગુ. શા. પત્ર. ૧૯૨૨ જુન–જુલાઇ–પૃષ્ઠ. ૧૬૮ )

## ૨૪ નીતિ.

( પુનમ ચાંદની ) એ રાગ.

મિત્રો નીતિની શિખામણ સર્વે પાળજો રે,
રૂડી રીતે દુર્ગુણ કરીને મનથી દૂર,
ચોરી ચાડી જુઠી સાક્ષીથી મન ખાળજો રે—મિત્રો. ટેક.
(સાખી) સત્ય વચન વદવું સદા, રાખી નિર્મળ મન,
પૂરો પાપી હોય તે, બોલે જુઠ વચન,
પાપી પૂરા એવા જુઠાનું મુખ બાળજો રે— મિત્રો૦૧
(સાખી) ચોરીનો કરનાર તો, કદી ન પામે સુખ,
પાછળથી પસ્તાય તે, દેખે જયારે દુઃખ,
માટે પરવસ્તુ લેવાની બુદ્ધિ ટાળજો રે— મિત્રો૦ ૨
(સાખી) આજ્ઞા માત પિતા તણી, ને ગુરુ કેરી જેહ;
જે જન પાળે પ્રીતથી, લે સુખ જગમાં તેહ,
માટે માત પિતાની આજ્ઞા શીર ધરી ચાલજો રે— મિત્રો૦ ૩
(સાખી) દફતર ચોખ્ખાં રાખવાં, રાખો ચોખ્ખું શરીર,
નિત્ય હવા ચોખ્ખી જ લો, પીવો ચોખ્ખું નીર,
કપડાં ચોખ્ખાં પહેરી ચોખ્ખું મુખે નિહાળજો રે—મિત્રો૦ ૪
(સાખી) આળસ સઘળું છોડીને વિદ્યા ભણો વિશેષ
એવી તો શિક્ષા વળી દે અમને હમેશ,
એવા ઉત્તમ ગુરુને નમન વહાલથી આપજો રે. મિત્રો૦ ૫

## ૨૫ ત્રિવિધ-તપ.

જીવ માત્ર પ્રતિ રૂડી દાઝ દીલમાં ધારો,
નિર્દયતા તૃષ્ણા ક્રોધ સંહારો;
તેથી જીવન અતિ સુખદ નિશ્ચય થાશે;
શીત અનિલ લે'રથી જેમ ચિત્ત ઉલ્લાસે.
અનુદ્વેગ કર શાંત મધુર વિનયી વાણી,
નૃપ સંનિધ સેવક વદે વદ તું તેમ જાણી;
શરીરથી કરીશ કર્મ જે સ્વભાવે સદા,
નિરપરાધ નિર્દોષ તે હોય સર્વદા.
સદ્‌ગુણો પોષી જે દીએ સુખ સંપદા,
તુજ વિશુદ્ધ અંતર પ્રેમ જેથી સઉને ભાસે;
જેમ સ્ફટિક અંતરે સૂત્ર શુદ્ધ આભાસે;—જીવ.

## ૨૬ પ્રેમ.

ગગને આજ પ્રેમની છલક છાઈ રે, ગગને આજ-પ્રેમની—ટેક.

પૃથિવી રહી છવાઈ, પરવતો રહ્યા નાહી
સચરાચરે ભરાઈ રે. .........ગગને૦

વાદને વિવાદ ગળ્યા, ઝેર વિખવાદ ટળ્યા;
જુદા સઉ ભેગા મળ્યા રે. .........ગગને૦

ધન્ય ભાગ્ય તેનાં જેણે, પ્રેમ પી નીહાળ્યો નેણે;
સુખને શું કહેશે વેણે રે. .........ગગને૦

સાંભળશે કોણ કહેશે, શા થકી વખાણી લેશે;
ન કહે કહેવાઈ રહેશે રે. .........ગગને૦

પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે;
મણિ જેને મન ભાવે રે. .........ગગને૦

( મળેલું ).

## ૨૭ સમભાવ–દયાવૃત્તિ.

( બેલ્જયમનાં નિરાધાર સ્ત્રી–બાળકોને મદદ કરવાના કૉનસર્ટ માટે. )

પીલુ જીલ્લા.

બ્રિટીશ રાજ્યના બન્ધુ જેવું બેલજ્યમ
સારૂં સંસ્થાન.
શત્રુ–દવમાં આવી ફસાણું, ગુમાવી દીધું—
તન મન ધાન—
નિરાધાર અન્ન પાન વિનાનાં
સ્ત્રી બાળક સૌ સુખી રહ્યાં ના—
ફરજ માનવોની છે, દેવું દુઃખીઆને દીલ
ધારી દાન—
ખુદા હંમેશાં રાજી રહેશે, આશિષ મળશે
અંતર માન—
મદદ કરવી દુઃખીયાં જનને;
ન ગણુવો જાતિ ભેદ જનને—મદદ.
પરહિત કરવું તન મન ધનથી,
યથા શક્તિથી–બુદ્ધિ બળથી;
યશ મળશે વાણી–વચને—મદદ.

રચનારઃ—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

## ૨૮ વચન પાળતાં વૈભવ–લક્ષ્મીનો ત્યાગ.

મેવાડનો રાણો પ્રતાપસિંહ.

હરિગીત.

મેવાડ છે મશહૂર જગમાં સૂર્યવંશી રાજવી,
પાળી પ્રતિજ્ઞા પ્રેમથી, કન્યા યવનને નવ  ધી.

ભૂમિ પરે તૃણ પાથરી સૂતા ગણી પર્યંક જે,
છે ધન્ય લાખો વાર તે શૂરવીર ટેકી પ્રતાપને.

## ૨૯ હંસવૃત્તિ.

( સરદાર માલોજીરાવના સંબંધમાં શિવાજી મહારાજની હંસવૃત્તિ. )

શાર્દૂલ વિક્રિડિત.

પાણી ને પય મિશ્ર હંસ નિરખી તે દૂધ ચૂસી જશે,
બાકી જે જળપાત્રમાં પડી રહ્યું ચિન્તા ન તેની થશે;
એ રીતે અવગુણ ગુણ પરના જોઈ ગુણો પૂજશે,
નક્કી આ ગુણયુક્ત માનવતણું તો દિલડું દિવ્ય છે.

( ગુ૦ શા૦ પત્ર૦ ) સાકરલાલ પુરુષોત્તમ શુકલ.

## ૩૦ કુસંપનાં માઠાં પરિણામ.

### પૃથુરાજ ચોહાણ.

ઝૂલણા છંદ.

છે પૃથુરાજ ચોહાણ ચૂડામણિ, ચક્રવર્તી મહા ચતુર શૂરો;
હિંદનો હાથી, સંગ્રામનો સિંહ છે. મહારાજ અધિરાજ વીરો.
રાજ્ય અજમેર, દિલ્હી તણાં મેળવ્યાં, ભેળવ્યા સર્વે રજપૂત રાણા;
સર્વે રાઠોડને રોળી નાંખ્યા રણે, કીર્તિનાં ગાય છે સર્વ ગાણાં.
ક્ષત્રી તૂરાર, અણહીલવાડી બધા, માનતા આણ મહારાજ તારી;
તુજ હાકે અરિ હામ હારી જતા, નાસતાં ભાગતાં ભોંય ભારી.
મૂર્ખ મશિઆઈ જયચંદ ઝેરે ભર્યો, વેર ખેડે ખિજાઈ ખિજાઈ;
ત્યાં ચડયો શાબુદિન હિંદને જીતવા જ્યાં કુસંપે લડે ભાઈ ભાઈ.
તોય સાબાશ ગોવિંદ સરદારને, ઘોર શત્રુ હરાવી હઠાવ્યો;
તું પૃથુરાજ ! છો ધન્ય થાનેશ્વરે. સાત વેળા અરિ સાથ ફાવ્યો.

સંપ તૂટયા પછી હિંદ હારી ગયું, એ પૃથુરાજ! ખામી ન તારી;
હિંદના ભાગ્યની એહ ખામી ગણું એ જ આ દેશની છે ખુવારી.

---

ચૌહાણુ–રજપૂતોની એક જાત છે. ચૂડામણિ–શ્રેષ્ઠ, સૌથી ચઢિયાતો. ચક્રવર્તી–જેની દરેક ઠેકાણે આણુ વર્તતી હોય તેવો. સંગ્રામ–લડાઈ. અધિરાજ–મહાન રાજા. આણુ–હુકમ. ખુવારી–પાયમાલી, નુકસાન. અરિ–દુશ્મન.

વિ૦ ૫૮ આાવસત્થી.

## ૩૧ ધિક્કાર.

### હરીગીત.

સાચો નહિ જ્યાં પ્રેમ ત્યાં શું રાચવું હો' મન થકીઃ
વાણી નહિ જ્યાં વિમળ ત્યાં વિશ્વાસની શી છે વકી.
ગંદુ હૃદય ને મન મલિન ત્યાં, મેળ આવે શી રીતે,
સંસાર વાર હજાર હા! ધિક્કાર છે ધિક્કાર છે.
સૌ સ્વાર્થ સાધે સામટા ત્યાં આપણું કહો શું વળે?
મોટાઈમાં ને માનમાં સૌ માનવી મગરૂર રહે.
ખોટા જ ખેલે ખેલ ત્યાં સાચા બિચારા શું કરે?
સંસાર સાર હજાર હા! ધિક્કાર છે ધિક્કાર છે.

(બા. ર. શાહ તરફથી મળેલું.)

## ૩૨ માંદગી.

### ( મંદાક્રાન્તા )

ઘેરાયું તું, ગગન તન આ, ઘોર ઘાઢાં ઘનેથી;
વિદ્યુલ્લેખા, ઝુજવી રહી'તી, ગર્જનાના બળેથી.
પીડા પામ્યો, કુમું કુંમું થઈ, ચંદ્ર છેલ્લે બચ્યો છે;
પાશે મીઠી, અમી કદી હવે, તે બાળકો તમોને—

( બા. ર. શાહ )

## ૩૩ અભિલાષ.

### (પીલુ-ગઝલ.)

ગરીબી હાલમાં હરદમ, મને સુખ સ્વર્ગનું ભાસે;
નથી ઇચ્છા અમીરીની, ફકીરીમાં હૃદય રાચે.
જીગરમાં આશ ના રહેતી, યશ કે ધામ ને ધનની;
પ્રભુ જો પેટભર આપે, મુરાદો બર થશે મનની.
ધરૂં ના હાથમાં ઝોળી, કપટથી દામ હરવાને;
બીખું હું ભાવના રુડી, સ્વભૂમિ ચર્ણ ધરવાને.
હજારો દાસ દાસીની, ગુલામીથી નથી ઠરવું;
સજી સેવાતણી પાંખો, જગતમાં મુક્ત થઈ ફરવું.
પૂજારી લક્ષ્મીનો થઈને, મજા દિલભર નથી કરવી;
કરી અપરાધના હોંસે, સદાયે શારદા સ્મરવી.
કરી કાળાં અને ધોળાં, નથી "મોટા" કહેવાવું;
વળી કર્ત્તવ્યને પંથે, પ્રભુને આશરે જાવું.

## ૩૪

જ્યાં દિવ્ય ઝરણું નિર્મળું સંતોષનું રમતું રહે,
સૌરભ ભર્યો સમભાવનો વાયુ મધુરો જ્યાં વહે;
તીર પ્રાન્તમાં પુષ્પો મહીં શ્રદ્ધા સદા ફરતી ફરે,
એ રમ્ય ઉર પ્રદેશમાં આનંદ નૃત્ય ક્રીડા કરે.

## ૩૫ પ્રભુ ! બાલક બનાવી દે !

### (ગઝલ.)

મીઠા બોલો વદી કાલા,
કરી કંઈ ગેલને ચાળા;
ગજવવા ગાન ગોપાલા! મને બાલક બનાવી દે.

જગતમાં મસ્ત ફરવાને,
નિખાલસ પ્રીત કરવાને;
દુઃખીનાં દુઃખ હરવાને, પ્રભુ બાલક બનાવી દે.
અદૃશ્યે અજ્ઞ રહેવાને,
પડે જે શિર સહેવાને,
નિડર થઈ સત્ય કહેવાને, પ્રભુ ! બાલક બનાવી દે.
ભરેલી મતલબે દુનિયા,
દિસે ના પ્રેમ કિરણો જ્યાં,
બધું સમભાવથી જોવા, પ્રભુ ! બાલક બનાવી દે.

૩૬ (દોહરા.)

લક્ષ્મીવંતને આંગણે, લાખો જન અથડાય;
ખાયે ખત્તા તોય પણ, અંતર મહીં હરખાય.
દીન જનોનાં દ્વાર પર, સાદર ને સન્માન;
દંભી તે સ્વીકારતાં, પામે મન અપમાન.
વસુનો પ્રિય અલ્પજ્ઞ પણ કીર્તિ ચિહ્નને અંકાય;
જ્ઞાની વંચિત લક્ષ્મીથી, હડહડ સઘળે થાય,
લખપતિ જો માંદો પડે, દુનિયા રડતી જાય;
નિર્ધન મરણ પથારીએ, ગાળ સર્વની ખાય.
વિના સ્નેહ યારી ભલે, સ્વાર્થ દોરમાં પ્રોઈ;
સબળ તણા સાથી બધાં, દુર્બળનો નહિ કોઈ.
પરન્તુ સૂક્ષ્મદૃષ્ટિથી નિરખતાં
નિર્ધન ને ધનવાન સૌ, એક પિતા પરિવાર;
ભિન્ન દિસે ઘટ દેહ પણ, એક જ આત્મા વાર.

વસુનો પ્રિય–ધનવાન. કીર્તિ ચિહ્નને–માનપદ. આત્માવાર–પાણી.

હૃદયરણકાર (૩૩ થી ૩૬) રમણિક ર. મહેતા.

## ૩૭ બાળલગ્ન અને તેથી થતી હાનિ.

આઠ વર્ષની માંહ્ય, સુત સુતા પરણાવે,
બાર વર્ષની માંહ્ય, પ્રેમનો પાઠ પઢાવે;
થાય ત્રિયાને તેર, પુરુષને પંદર પૂરાં,
સીમંત ઉજવે ઘેર, વાગતાં વાદ્ય મધુરાં;— ૧
ચૌદે ચતુરા કરે, પ્રસવ સુત કે સુતાનો,
કેમ ન નિર્બળ હોય, પુત્ર નિર્બળ પિતાનો;
કાં તો હોય કુરૂપ, ખોડ ખાંપણનો ભરીયો,
કાં તો થાય કપુત, દુર ગુણ કેરો દરીઓ;— ૨

---

## ૬ ૪ બાળાઓ માટે નીતિ, બોધ, રાસ અને ગરબા.

### ૧ ગૃહિણીના ગુણ.

નિજ નાથને કરતી પ્રસન્ન, શુદ્ધ દીલથી સેવા કરે,
ગૃહ-કાર્યમાં કુશળ બની, નિશદિન આનંદે રહે;
ભાવિ પ્રજા જે બાલકો, ઉછેરતી વિદ્યા વડે,
સુખ દુઃખ સરખાં માનીને, શોભાવતી સંસારને.
મુખે મધુરી વાણી છે, ના ક્લેશ કોનાથી કરે,
નિજ પ્રાણ જાતાં શ્રેષ્ઠ એવા શિયળનું રક્ષણ કરે;
સુંદરી એવી સર્વદા, સન્તોષથી સુખમાં રહે,
તે તારતી કુળ ઉભયને, દેવો સદા તેને સ્તવે.

સૌ. સરલા. એ. દેસાઈ.

### ૨ મન-મંદિરમાં પતિની મૂર્તિ.

( ચાલો સાહેલી ભુવનેશ્વરીનું. )

આવોને બેનો ! આવોને બેનો !
શ્રી હરિ સ્મરીને,

મનમંદિર નિમળ કરિયે'...એ...એ...એ,
અંતર આસને, હૃદય બીછાને,
પતિની મૂર્તિ સુંદર ધરિયે'...એ.
સ્નેહ [1]સલિલથી સ્નાન કરાવી,
વ્હાલ વસ્ત્ર પાવન ધરિયે',
પ્રીત, રીતનાં પૂજન અર્ચન,
ભાવ થાળ ભોજન ભરિયે'
તીર્થપાન પિયુચરણામૃત પી,
સચ્ચિદ્ આનંદમાં ઠરિયે'—આવોને૦

**શ્રીયુત મહારાણીશંકર અંબાશંકર શર્મા.**

## ૩ પૂજન-ભાવ.

સંકોરી કોર સાળુની, પૂજનથાળ ગ્રહી કરે;
સુન્દરી સ્થિર દૃષ્ટિથી, પૂજનભાવ ઉર ભરે:-
રૂડાં પૂજન પ્રભુનાં:
પૂજન પ્રભુનાં, જી રે જગત્જૂનાં.
મારે પૂજન પ્રભુનાં—હાં રે પૂજન૦

પૂજ્યા પાર્વતીએ પ્રીતે, ભૂતનાથ ભગવાન;
મેળવ્યું સતીએ સૃષ્ટિમાં, મનવાંચ્છિત વરદાન;
એવાં પૂજન પ્રભુનાં—હાં રે પૂજન૦

પૂજા રાધાએ કીધી, કીધા સ્વાધીન કહાન;
નવધા ભક્તિ લક્ષણે, ફળ્યાં જીવન કલ્યાણ:
એવાં પૂજન પ્રભુનાં—હાં રે પૂજન૦

સીતાએ સ્નેહે પૂજ્યા, રઘુકુળ નંદન રામ;
પૂજ્ય થયાં પૃથ્વીપરે, સતી શિરોમણિ નામ:
એવાં પૂજન પ્રભુનાં—હાં રે પૂજન૦

પૂજું પ્રાણ ભરી ભરી, પ્રીતે પ્રાણાધાર,
સેવા-ભક્તિથી સજું, સ્વર્ગ સમો સંસાર:
મીઠાં પૂજન પતિનાં
કરૂં પૂજન પતિનાં:—હાં રે પૂજન૦
નન્દન, બી, એ.

## ૪ કાન્તાનો રાસ.

( રાગ ખરવા જિલ્લા તાલ હીંચ. )
સખી! રમીએ, રમીએ લો રાસ રંગમાં
હો! મારી સાહેલી રે! મારી સાહેલી રે
રમીએ રમીએ લો રાસ રંગમાં

કાન્તા:—
રંગમાંને અંગના ઉમંગમાં હો સખી! રમીએ રમીએ લો રાસ રંગમાં
ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં હો સખી! રમીએ રમીએ લો રાસરંગમાં
સહુ સાથે હો! સહુ સાથે
પદ પાડી ફરો ફૂંદડી
ઉભય હાથે હો ઉભય હાથે
દઈ તાલ સરો સુન્દરી
તરો સ્વર્ગ નવલ ભર્ગ ભરી નેત્રમાં
હરો નિઃસાર, સંસારનો ભાર આ દ્વાર ક્ષેત્રમાં
લસે ઉલ્લાસે પૂર, હસે હૈયામાં હુર
વસે દેવો ના દૂર સખી સંગમાં
સખી! શું તારૂં રૂપ, રચ્યું તાતે અનૂપ જીવન જંગમાં
**૧લી સખી.** અહો શોભે શો આજ સુન્દરીનો સમાજ
બને અંતરનો પાજ સરે સ્વર્ગ અવાજ

રજી સખી, સખી ! કાન્તા શિરતાજ સમી દીપન્તી
ફરન્તાં, સરન્તાં, તરંગો તરન્તાં
કલાઓ કરન્તાં સુભગો ભરન્તાં
કાન્તા— ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં હો સખી
રમીએ લો રાસ રંગમાં.

સ્વર્ગસ્થ—મણિશંકર રત્નજી ભટ્ટ. ઉર્ફે કાન્ત.

## ૫ ગરબો—સ્ત્રી શૃંગાર.

"પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે" એ રાગ.

બેની, આવોને ગરબો ગાઈએ સ્નેહથી રે;
સજવા સદ્‌ગુણના સુંદર શણગાર;
સખીઓ સહેત્ર એને ચિત્તમાં વિચારજો રે.—ટેક.

સાખી:—સાડી સદ્‌ગુણની ધરી, શીલરૂપ કિનાર;
ભાલચંદ્ર દીપાવજો, પાતિવ્રત્ય એક તાર.
પ્રીતે પહેરો કંઠે વચન મૃદુના હારને રે;
એથી મળશે સુકીર્તિની લ્હાણુ,
લ્હાણું લઈને સદા સુરત સંભાળજો રે,—બેની૦ (૧)

સાખી:—કુલીનતા રૂપ કંકણો, પવિત્ર કરમાં ધાર;
કરાંગુલિમાં મુદ્રિકા, શાંતિરૂપ જ સાર.
સારાસારનો વિવેક સદા ચિત્ત ધારજો રે;
કાંઈ કરજો જનહિતકારી કર્મ,
કર્મો કરીને ઉભય કુળ દીપાવજો રે.— બેની૦ (૨)

સાખી:—નૂપુર નીતિરૂપ ધરી, ચારૂ ચર્ણ મોઝાર;
પતિને પ્રેમે રીઝવી, થા શાણી સહકાર.

સહકારી થઈને વામા ધર્મ બજાવજો રે;
શ્વસુર પક્ષમાં વધારી સુસંપ,
જીવનયાત્રાના મૂળી મંત્ર વિચારજો રે.—એની૰ (૩)

સાખી—ગુણ આભૂષણ વિશ્વમાં, સદા સુંદર ઝગકાય;
મણિમુક્તાદિ તે વિના, ઝાંખાં ઝટ જણાય.
ઇશ્વર ભક્તિમાં એની ચિત્ત લગાડતાં રે;
જીવન દીપશે કુંદન મણિ જડિત,
આર્યાવર્તની આર્યા અનુપમ વિશ્વે કહાવજો રે—એની૰ (૪)

(ગુ. શા. પત્ર.) રચનાર–ધનેશ્વર હરગોવિન્દ જોષી-ગોધરા.

## ૬ મહિલામંડળની આવશ્યકતા.

(પદ–રાગ કેદારો.)

મહિલા કેરૂં મંડળ એ તો, સુખનું સાધન સાચું રે. (ટેક)
સ્ત્રી સુધરે સંસાર જ સુધરે, તે પણ સઘળું કાચું રે, મહિલા૰ ૧
પશુ પ્રમાણે પંડ જ પોષે, સ્વધર્મ ના સમજાયે રે;
મનુષ્ય જેવો જન્મ મળ્યો તે, એમ જ એળે જાયે રે. મહિલા૰ ૨
ગૃહકાર્યોથી પરવારીને હળિયે મળિયે હેતે રે;
ભણિયે ભણાવીએ ભાવેથી, ભજિયે પ્રભુને પ્રીતે રે. મહિલા૰ ૩
સાર અસાર વિચાર કરીને, અસાર અળગો કીજે રે;
કુળની શોભા શીલ જ સમજી, સત્ય સુમારગ લીજે રે. મહિલા૰ ૪
ખાનપાનની લાલચ તજિયે, ગુણ આભુષણ સજિયે રે;
અંતર બહાર એક જ રંગે, એક જ પ્રભુને ભજિયે રે. મહિલા૰ ૫
સોનાથી પણ સમય જ મોંઘો, સમય ફરી નવ આવે રે;
આળસ વ્હેમ વૃથા અભિમાને, કાયર કાળ ગુમાવે રે. મહિલા૰ ૬

મહિલાઓની મદદ જ મળશે, રીત રૂઢી બદલાશે રે;
નાત જાત ને દેશ સકળનું, શ્રેય તે થકી થાશે રે. મહિલા૦ ૭
ચરિત્ર સીતા સાવિત્રીનાં, શ્રદ્ધાથી સાંભળિયે રે;
નિજને ને પરને હિતકારક, તે મંડળમાં મળિયે રે. મહિલા૦ ૮
ઋષિ મુનિ પંડિતરાજ મળ્યા જે, જનક સભામાં જઇને રે;
કર્યો બોધ ગાર્ગિયે કેવો, કહાન ધરો તે હૈયે રે. મહિલા૦ ૯
( ગુ. શા. પત્ર. ) **લેખક-કવિ કહાનજી ધર્મસિંહ, રાજકોટ.**

## ૭ મંગળ માની આરતી.

### ( ખાસ સ્ત્રીઓ માટે. )

**ધોળ-ગરબી** ( રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં-રાગ. )

આરતી કરૂં મારી મોંઘેરી માત, પ્રભુ સાક્ષાત;
ભરતભૂમિ માત, મંગળ માની આરતી. ૧

તપ્યા તપવ્યા વિના રંગ ઢંગ શા, તપ્યા વિના તાણી તીખી જાળ,
કુંદન શાંનાં લાલ..........................મંગળ માની આરતી.
તપ્યાં તપવ્યાં તપાવ્યાં દીક્ષા ભર્યાં, દેશ યજ્ઞને કુંડ આ બાળ,
ભભુકતી જ્વાળ..........................મંગળ માની આરતી. ૨
અમે જન્મ્યાં માતા તારે ઉદરે, અમને પોષ્યાં તારે અન્ન સાત,
સમાશું ત્યાં માત..........................મંગળ માની આરતી.
**यतो वा इमानि** । શ્રુતિ શાખ દે, **जन्माद्यस्य** । વદે છે વેદાંત,
ઇશ્વર સાક્ષાત..........................મંગળ માની આરતી. ૩
જોઈ કાઠાળી કાઠિયાવાડીએ, ગણાતી ગુર્જરી ગુજરાત,
મરાઠી મ્હારાષ્ટ્ર..........................મંગળ માની આરતી.
દેખે મદ્રાસીઓ તને દ્રાવિડી, બંગ વાસીઓ બંગાળી માત,
પંજાબી પંજાબ..........................મંગળ માની આરતી. ૪

અમે બાળ મટયાંને મોટાં બન્યાં, જાણ્યાં માડી જાયાં બેનભ્રાત,
ભાગી મન ભ્રાંત......................મંગળ માની આરતી.
પોતે પોત પોતાપર ભાવથી, જોતાં જુજવી જુજવી જાત,
તું હિતની માત.....................મંગળ માની આરતી. ૫
માજી બાળોતિયાંનાં બળ્યાં અમે, અમે સાથરે યે ન ઠરેલ,
ફરી જનમેલ.........................મંગળ માની આરતી.
સ્વાદ બદલ્યા ગળ્યા ગળથુથીમાં, ખોળા ખુંદણુ ખેલ્યાં છે ખેલ,
સિંહણને ધાવેલ.....................મંગળ માની આરતી. ૬
માજી ગંગા ને યમુના સરસ્વતી, અમે ન્હાશું ત્રિવેણીને તીર,
અવભૃથ નીર.....................મંગળ માની આરતી.
માજી કુંકુંમ પગલે પધારજો, રૂહેજો હૃદય હૃદય મંદિર,
ગુંજવજો ગંભીર.....................મંગળ માની આરતી. ૭

વિહારી.

## ૮

(‘ ઓધવજી સન્દેશો કહેજો શ્યામને ”—એ રાગ. )

અંતરને ઓળખનારાં આવો અંહી,
સુખ દુઃખની કૈં કહીએ બેસી વાત જો !
એકલડાં ગભરામણુ થાતી ઉરમાં,
સાથ વસ્યેથી હૈયાં હેઠાં થાય જો ! અંતરને૦ ૧
વ્હાલાંઓ હો ! દિલથી દિલ મીલાવીને,
વ્હાલ ભર્યા વિસામા અમને આપજો !
નહી ભૂલીએ–નહિ ભૂલીએ એ ઋણુને કદી,
એ ઋણુ કાજે પાથરશું અમ પ્રાણુ જો ! અંતરને૦ ૨
દેજો, સ્નેહ ભર્યાં આશ્વાસન ઉરનાં,

મેલ્જો, ઉંડી અંતરની આશિષ જો !
આવો હેતે હૈયાં સાથે દાબીએ,
ઢાલવીએ આંસુનાં ઉષ્ણ પ્રવાહ જો ! અંતરનેο ૩
"નલિની કાન્ત."

## ૯ રંગપંચમી.

(ગરબે રમવાને ગોરિ નીસર્યાં રે લોલ—એ રાગ.)

આજની ઘડી શી રળીઆમણી રે લોલ,
આવીઓ સખિનો સર્વ સાથ રંગ મહેલમાં રે લોલ;
રંગમાં રમે છે રંગપંચમી રે લોલ.
(સાખી) કિંશુક કલિકા રાખડી કામિની કોમળ હસ્ત,
કિંશુકસ્ત્રજ શુભ કંઠમાં દિપવે કાય સમસ્ત !
કેસુડાં ગુંથ્યાં છે કૃષ્ણ વેણમાં રે લોલ,
કેસુડાંનો ગુચ્છ શો લલિત હસ્તમાં ધર્યો રે લોલ,
રંગમાં રમે છે રંગપંચમી રે લોલ.
(સાખી) મૃગમદ અંજન નેત્રમાં કેસર પીઅળ લલાટ,
કુંકુમ ચંદ્રક મધ્યમાં સ્યામા સુંદર ઘાટ !
તેલ ને ફુલેલ ઉગ્ર મેંકતાં રે લોલ,
પાશનાં કપૂરને બરાસ મિષ્ટ શાં મધે રે લોલ;
રંગમાં રમે છે રંગપંચમી રે લોલ.
(સાખી) લલના લલિત લીલાવતી કરતી કેલી કલ્લોલ,
કુકુંમ અબિલ ગુલાલને ફેંકે ઝાકમ ઝોળ !
શાન્તી દાયી લેપશો શ્રી ખંડનો રે લોલ,
અર્થ તો સુસૌખ્ય વેહીનાર અંગ અંગમાં રે લોલ.
રંગમાં રમે છે રંગ પંચમી રે લોલ.

(સાખી) કનક કળશ કિંશુક જળે ભરિઆ કેસર મેળ,
કસ્તુરી અગર બરાસને કપુર તણો નહિ ભેળ !
પીચકારી એહ વારિથી ભરી રે લોલ,
ઠોકતી પરસ્પર કેશવી શેર સરર તાકીને રે લોલ,
રંગમાં રમે છે રંગ-પંચમી રે લોલ.
(સાખી) કુંજ ભુવન ભૂમિ હેમની વાતો સૌમ્ય સમીર,
ચારૂ ચર્ચિત ચંદને, મુદ પ્રદ સુરભિ રૂચીર !
પારિ જાત પુષ્પ કૈંક પાથર્યા રે લોલ,
દિવ્ય તેની ઉઠતી સુવાસ મોદ દાયિની રે લોલ,
રંગમાં રમે છે રંગપંચમી રે લોલ.
(સાખી) રાતાં કંકણ કર ધર્યા, રાતા અળતે પાય,
રાતા ઓષ્ટ પ્રવાળશા, રાતું સર્વ સુહાય !
રાતી શી સુહાતી કાચ ચુંદડી રે લોલ,
રાતું શું સુહાતું વદન પદ્મ કૈં તંબોળથી રે લોલ,
રંગમાં રમે છે રંગ પંચમી રે લોલ.
(સાખી) કામિની કોકિલ સ્વ કુંજે વાગે તાલ મૃદંગ,
મંજુ પખાજ વિણા બજે મૃદુમૃદુ ગુંજે ચંગ ?
ઘુઘરીની ગુંફ મેખળાતણી રે લોલ,
ગોકણી નુપૂર સૂર સાથ કંકણો પુરે રે લોલ,
રંગમાં રમે છે રંગ પંચમી રે લોલ.
(સાખી) કુંકુમ કર્દમથી બની રસબસ મધ મધ લોમ,
અભિનવ જ્યોત પ્રકાશતો કામિની આનન સોમ !
રંગમાં બની છે પસ્તનારીઓ રે લોલ,
કેલીમાં લિન પુષ્પ વૃષ્ટિથી કરે રે લોલ.
રંગમાં રમે છે રંગ પંચમી રે લોલ.

(સાખી) દિવસ વધી અધિકો થયો થંભ્યો નભ ભગુભાણ,
'થૈ થૈકાર' થયો બધે, પદ્મિની ચતુર સુજાણ !
નાચતી લલિત હંસ ગામિની રે લોલ,
રાસમાં ઉલાસ અટ્ટ હાસ્ય કો 'હો! હો!' વદે રે લોલ,
રંગમાં રમે છે રંગ પંચમી રે લોલ.
(સાખી) ધન્ય ! રંગ પાંચમ રૂડી, ધન્ય ! વિલાસ ઉલાસ,
ધન્ય ! સર્વ સખિ વૃંદને, ધન્ય ! સુપ્રેક્ષક પાસ !
ધન્ય! એ પુનિત સ્થાન ભોમ છે રે લોલ,
ધન્ય! એ લીલા સુરમ્ય દિવ્ય શી મનોહરી રે લોલ,
રંગમાં રમે છે રંગપંચમી રે લોલ.
(વસંત, શ્રાવણ સંવત ૧૯૭૯) શેલત વાસુદેવ રામચંદ્ર

## ૧૦ દીવાળી.

"ચંદ્રીએ અમૃત મોકલ્યાં રે બેન" એ ગીતનો ઢાળ."

આજની રાત છે દિવાળીની રે લોલ,
ચમકી રહ્યા દીપ ઠામ ઠામ, સૌ આનંદમાં રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ.
ધનતેરસને ચૌદશ વીતીઆં રે લોલ,
બેસતું વરસ છે કાલ, તમે મનમાં રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ.
આતસ બાજી ને રોશની રે લોલ,
સાથીઆ તોરણ ભલી ભાત, શુભ નિશાનમાં રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ.
આજની રાત તો આનંદની રે લોલ;

ગરબે ફરીને ખુશી થાઓ મારી બેનીઓ રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ.

તરંગિણી.

## ૧૧ ફટાણાં નહિ ગાવા વિષે.

(રાગ રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં.)

બેની ! ગીત ફટાણાં નવ ગાઈએ,
શરમાઈએ તેથી સદાય, લાજે જનેતાય, ભૂંડું નવ ભાખીએ૦
જેવું દેખે તેવું શીખે દીકરી,
ગાયે ગીત નઠારાં તેહ, નહિ સંદેહ, ભૂંડું નવ ભાખીએ.
સગું સ્નેહીને સજ્જન સાંભળે,
તેથી ટાળો તે ટેવ ખચિત, બાળો એ રીત, ભૂંડું નવ ભાખીએ,
કરી હાંસી દુર્જન હોંશથી,
કહે જગે જન નિર્લજ નાર, પડે ફિટકાર, ભૂંડું નવ ભાખીએ૦
કુળ ઉભય કલંકિત થાય છે,
તજે સદ્‌ગુણી નારી સંગ, બળ્યો એ ઢંગ, ભૂંડું નવ ભાખીએ૦
ભણી ગણી જે ભૂંડું ભાખતી,
તેના ભણતરમાં ઉઠી આગ, લગાડે ડાઘ, ભૂંડું નવ ભાખીએ૦
કદી કુળવતીને એ નવ ઘટે,
રૂડા બોલ લાગે મન બાણ, ખરેખર જાણ, ભૂંડું નવ ભાખીએ૦
માટે વેણ વિચારી બોલજો,
બોલે બોલનો તોલ ગણાય, નારી ન નિંદાય, ભૂંડું નવ ભાખીએ૦
કહે કેશવ તમ હિત કારણે
ગાશો ગીત નઠારાં ન કોઈ, ભલાં સૌ હોઈ ભૂંડું નવ ભાખીએ.

**લેખકઃ-રા.રા. કેશવલાલ જમનાદાસ,પાલખીવાળા અમદાવાદ.**

# ૧૨ સુભાર્યા અને કુભાર્યાનું સ્વરૂપ.

(રાગ રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં.)

કજીયા કલેશ કરે છે કુભાર્યા, સારી ભાર્યા રાખે સંતોષ;
દેખે નિજદોષ, પ્રત્યક્ષ છે પારખું. ૧

દુષ્ટા ઇર્ષ્યાને ભરી રાખે દેહમાં, સુષ્ટા સર્વથી રાખે છે સ્નેહ;
નયન ભરી નેહ, પ્રત્યક્ષ છે પારખું. ૨

નીચ નિંદા કરી ઝેર પાય રે, ઉચ્ચ ઉત્તમ રાખે આચાર;
પૂરણ ધરે છે પ્યાર પ્રત્યક્ષ છે પારખું. ૩

પાપી નિત્ય પ્રપંચ પોષ્યા કરે, ધર્મીને નિત્ય ધર્મનું ધ્યાન;
દે પાત્રને દાન, પ્રત્યક્ષ છે પારખું. ૪

અવિવેકી ઘરનું ઉઘાડું કરે, વિવેકી કરે નિત્ય વખાણ;
સુંદરી એ સુજાણ, પ્રત્યક્ષ છે પારખું. ૫

ખોપ ઉંઘા જ અવડ ખોદ્યા કરે, નારી સુઘડ ફેલાવે સુવાસ;
વિદ્યાનો જ્યાં વાસ, પ્રત્યક્ષ છે પારખું. ૬

સજે શણગાર દુષ્ટા તો દોષના, શિયળ ભૂષણ પહેરે સુનાર;
સફળ અવતાર, પ્રત્યક્ષ છે પારખું. ૭

નરસાં માણસ નરસાં કામો કરે, રૂડો જન તો રચે રૂડાં કામ;
હૈયે ધરી હામ, પ્રત્યક્ષ છે પારખું. ૮

સંત શિષ્ય જેનાં સદ્‌ભાગ્ય છે, તેના ઘરમાં સુકુળ સતિ નાર,
શોધી લીયે સાર, પ્રત્યક્ષ છે પારખું. ૯

(સુબોધ સંગીત માળા પૃ. ૩)

## ૧૩–૧૪ સખીનું સાસરૂં

( એક બીજાથી ભિન્ન બે ચિત્રદર્શનો )

(૧૩)–૧

સાસરિયું સખી ! કાશીસમ પુણ્યધામ જો,
બલિહારી મુજ મિઠડા ભવસંસારની;
સસરાજી છે પ્રભાતકાલીન નામ જો,
સાસુ જીવનછાયા સરજનહારની.
જેઠ મુજ નાવિકનું જમણું અંગ જો,
જેઠાણી સખી ! ઝરમર અમૃત મેહુલો;
દિયર ન્હાનો કુન્દન સોભન નંગ જો;
વાત વિસામા કારણ દેરાણી ભલાં.
નણદલ નિર્મલ ઝરણું શીતલ હેમ જો,
નણદોઈ નીતિપોષક ભવપન્થના;
કન્થ વહાલો પ્રભુ અવતારી-પ્રેમ જો;
બાલક ઉર્જ્વલ આશા, વિશ્વ અનન્તમાં.
ધર્માચરણે સાસરિયું સુહાય જો,
દયા, દીનતા, દાને, જીવન ખીલતાં;
પાવન જ્યાં પરકમ્મા પૂરણ થાય જો,
હળી મળી સહજીવને પ્રભુરસ ઝીલતાં.

(૧૪)–૨

સાસરિયું મુજ શળી સરખું સાલ જો,
સાગરથી યે ખારો ભવ સાહેલડી !
સસરો કેવળ શુકસમ કાચે કાન જો,
સંતાપે સાસુડી–વખની વેલડી !

જેઠ દંભી અગ્નિનો અંગાર જો;
સખની રહે ના જેઠાણીની જીભડી;
દિયર મિંડો મૂષક ફોલી ખાય જો,
દેરાણી કાળી નાગણ કકળે ઘણી !
નણદી નરદમ નિન્દાકેરો છોડ જો,
નણદોઈનું નામ દીધે ખાવા ટળે;
ઘરવાળો તુજ જીવતરસ્યો જમ-જોડ જો,
પેટ પડયા દીકરાથી અંતર ઉકળે !
કુટુમ્બીજનનો હોળી ભડકા તાપ જો,
મુજ ભવમાં ડાકણથી બહુ વળગી બલા;
નડશે ક્યાં સુધી પરભવનાં પાપ જો,
મનુષ્યાદેહે દહાડા કઠાકું દોહ્યલા ?

કેશવ હ૦ શેઠ.

## ૧૫ સાતંવાર ( કન્યાઓ માટે. )

બીજ બોળી, કેસર ઘોળી, અંગતરકસ તોળી તાલ બિરાજે;
હો, રાધા હરી રમે—એ રાગ.

આદીત ઉદય અવસ ઉઠીને નિર્મળ જળ મનથી;
સ્નાન સતીને રે શાણી શીખ શણો. ૧
સોમે સૂમપણું પણ તજજો ભાવે ઈશ્વર ભજજો,
સૂમતિ સજજો રે શાણી શીખ શણો. ૨
મંગળ મંગળ-વાત ઉચરીયે દુરિજનને પરહરિયે;
દિલ ના ડરીએ રે શાણી શીખ શણો. ૩
બુધ-જનની નીતિ અનુસરવી કુડી વાત ન કરવી;
દયા દિલ ધરવી રે શાણી શીખ શણો. ૪

ગુરુએ ગુરુ-દંપતિને ઠારે, પુજન કરવા પ્યારે;
વિવિધ પ્રકારે રે શાણી શીખ શૂણો. ૫
શુક્રે શુક્ર નીતિ સમજીને ભાવે પ્રભુ ભજીને;
સુગુણ સજીને રે શાણી શીખ શૂણો. ૬
મંદે મંદવચન ઊચરીયે મંદગતિમાં ફરીયે;
હરિ-હર સ્મરીયે રે શાણી શીખ શૂણો. ૭
ગિરજાશંકરની શીખ ધરજો સૌ સદ્ગુણ સંઘરજો;
વિઠ્ઠલ વરજયો રે શાણી શીખ શૂણો. ૮

ગિરિજાશંકર કરુણાશંકર ભટ્ટ.

## ૧૬ " કુમારી રાસ. "

સખી ! આવો બ્હેનાં આમ, રમીએ રાસ સહુ,
રૂડી પોષની રજની ખીલી કાન્ત બહુ.
ધરી સાડી સુશોભિત અંગ, તારલ ભાત મહિં,
આ આવી રજની બ્હેન રમવા સાથ સખી.
રૂડો મનહર મંગલ બ્હેન ! રક્ત લલાટ વિષે,
શુભદર્શક ચન્દ્રક ગોળ ચ્હોડયો આજ દીસે.
તારલીઓની કંઈ હાર, શ્વેત બકુલ જાણે,
કંઠે પહેરી છે માલ, શુભ દિન આ ટાણે.
સ્મિત-રેખા, મુખપર શ્વેત ફરકે બ્હેન ! ભલી.
જ્યમ વિદ્યુલ્લેખા વ્યોમ રમતી હોય અલી.
ઠરી આપણ મસ્તક આજ, આમ ચ્હડી આવી,
ધરી હસ્ત અલૌકિક હાર પુષ્પ તણો લાવી.
નખ નિર્મલમાંથી શ્વેત કિર્ણ પ્રકાશ વહે,
આમ સખીઓ ઉપર સ્નેહ-સુધા વરસે.

ઝટ ચાલો સખીઓ, માટ, હેત ધરી સૌએ,
કંઈ લાવી રજની બ્હેનને વધાવી લઈએ.
કો ગુંથી સરવર પાળ પુષ્પ બકુલ ખીલ્યાં,
કો લાવી પુષ્પ અશોક નિજ હસ્તે ઝીલ્યાં,
હસતાં તરતાં કો બ્હેન કુમુદ તોડી લાવે,
જે ચંદ્રક રજની બ્હેનને મન બહુ ભાવે.
કો વીણી ખીલ્યો મ્હોર આમ્રથકી લાવી,
ધરીએ બ્હેનાંને શીર્ષ હેત ઉરે લાવી.
કણા ભૂષણ છે સાજ ચમ્પકલી પીળી,
લાવી આ ચમ્પા બ્હેન હેત થકી બ્હીલી.
મઘમઘતા પુષ્પા ! લાવ પુષ્પો લચકતાં,
લટ ગુંથી બ્હેન આજ સહુ ગીતો ગાતાં.
આવો સખીઓ સૌ સાથ પુષ્પ ધરી હસ્તે,
આપી સૌ અન્યો અન્ય, મળીએ સુખ હસ્તે.
ગાયા છે પંદર બ્હેન, પંદર લઈ તાળી,
રૂડી ' પોષી પુનમ " આજ શીતળ રઢીઆળી.

( સુન્દરી સુબોધ સપ્ટેમ્બર ઓકટોમ્બર ૧૯૧૮ અંક પૃષ. ૧૬૭ )

શ્રીયુત કાલિદાસ.

## ૧૭ સખીઓનું સંમેલન.

આવો આવોને સાહેલીઓ આજ રમીએ રાસ સહુ,
વળી જગત બધું યશ ગાય એવી એક વાત કહુ,
અવસર આજ મળ્યો અતિ મોંઘો, સોંઘો જાણી ન ખોવો રે;
ફોગટ ફેરો થાય ન એવો માર્ગ સરલ ઝટ જોવો.
પછી એ પંથ જવું.—આવો૦

વિશ્વ વિષે વનિતા ! વશ કરવાં, વ્હાલા વ્હાલ વધારી રે,
સ્વજન સદા શુભ સ્નેહે રીઝે ' સ્નેહ ' મોક્ષની બારી,
કહે છે શાસ્ત્ર સહુ.—આવો૦

પાડોશી શું પ્રેમ વધારી કલહ કદી નહિ કરવો રે,
નાવ નીતિનું હાથ ધરીને ભવસાગર આ તરવો;
જીવતર એ જ ખરૂં.—આવો૦

ઘર અજવાળે ઘરની રાણી શાણી સુઘડ જણાશે રે,
સત્ય-સદાચરણે સખીઓ સૌ મનનો મેલ હણાશે;
મળશે માન બહુ.—આવો૦

દીલ દયા દીનની ધરી બ્હેની ! દુઃખ સૌ કરવાં દૂર રે,
સદ્ગુણની શુભ વાસ પ્રસારો, જગ મ્હેકે ભરપૂર;
જય જય થાય બહુ.—આવો૦

તન, મન, ધનથી સેવો સખીઓ, ભાવ ધરી નીજ કાન્ત રે,
નાથ વિના નર કોઈની સાથે, કરવી નહિ એકાન્ત;
બસ પતિ એ જ પ્રભુ.—આવો૦

વિનય વિના વનિતા ! નહિ શોભે, વસ્ત્ર-ઘરેણાં સારાં રે,
મહિલા ! માન જશે જગમાંથી, મર્યાદા તજનારાં—
ફૂટ ફૂટ થાય બહુ.—આવો૦

શમ દમ, શિયળ સદા ધરવાથી, ભામિની ! ભલી વખણાશો રે,
વ્હાલા-સ્હેવાના મહામંત્રે રમણી રત્ન ગણાશો;
બસ શિખ એ જ દઉં.—આવો૦

શ્રીયુત "ધીરજ" (સુન્દરી સુબોધ ૧૯૧૮ પૃષ્ટ. ૧૬૮)

## ૧૮ સાસરે જતી બ્હેનને શિખામણ.

(ધન્ય હો ! ધન્ય જ પુણ્ય પ્રદેશ-એ લાવણીનો રાહમાં.)

બ્હેન હો ! સાસરીએ પળનાર,

સુણ બે બોલ હિત કરનાર;
વાસ બહુ વસમા સાસરીએ નવલ સર્વ પરિવાર,
સુણ બે બોલ હિત કરનાર, બ્હેન હો !
કડવું નવ વદીએ કોઈ વાર,
સ્નેહે સૌનો કરી સત્કાર,
કરીએ કદી નવ અનુચિત કાજ,
રાખવા ઉભય કુળની લાજ.
ગૂણપ્રપૂર્ણા આજ બ્હેનડી ! જીવન વીણાસૂર,
મેળવ તું પતિરૂપ બનીને પતિભક્તિ ભરપૂર;
રાખીને સૌ પર પ્રેમ અપાર,
ચ્હાય જેથી સાથે પરિવાર ! બ્હેન હો !
સદાયે સ્નેહભર્યાં કરી નેન,
ઉવેખી નવ કદી વૃદ્ધનું વેણ,
ગણીને સૌ જનને જ સમાન,
રાખીએ સર્વ જનોનાં માન,
સાસુ કદી કડવું યદિ બોલે લક્ષ્ય ન લઈએ લેશ,
આનંદે ફરવું હળી મળીને ભૂલ સુધારી હમેશ;
પ્રસારી પ્રેમ પુષ્પ પમરાટ,
સર્વનો સ્નેહ જીતવા માટ. બ્હેન હો !
શ્વસુરનું ભુંડું વદવું ન લેશ,
વળી લજ્જામાં રહેવું હમેશ,
નિહાળી સ્નેહે સૌ પરિવાર,
રાખીએ નિજ દિલ પરમ ઉદાર !
હાસ્ય કરે દિયર નણંદલ તો રહીયે ગંભીર રીત,
ઠઠ્ઠા મશ્કરી ટોળ કરંતાં હર દીન તૂટે પ્રીત;

કદી નવ વદીયે ઉંચે સાદ
કરીને કોઈ જન સાથ વિવાદ ! બ્હેન હો !
પ્રભુ સમ ગણીને નિજ પતિને જ,
એમનું દિલ નવ દુભવિ સ્હેજ,
કદાપિ કરવો નહિ કંઈ ક્લેશ,
રીઝવવા બહુવિધ નાથ હમેશ,
ભવસાગર તરવાને માટે નાત્ર રૂપી બની બેશ,
પ્રાણપ્રિય પરમેશ પ્રીતિથી પડવું વિમુખ ન લેશ;
કરીને પાતપ્રેમનું પાન,
બની પિયુ પ્રેમ રૂપ એકતાન ! બ્હેન હો !
કદી અતડાં નવ બનીએ છેક,
રાખીએ મન મહિં એનો વિવેક,
કોઇનો નવ કરીએ પરિહાસ,
પ્રસારી સ્નેહ કુસુમ સુવાસ;
આવી બહુ રૂડી રીતથી રહેજો બેની અહી દીલ સાર,
રાખી ઉચ્ચ ચારિત્ર્ય અતિશે બનજો કુલ શણગાર,
વધારીને યશ બ્હેની વિશાળ !
ભોગવો ભોગ ભવ્ય ચિરકાળ ! બ્હેન હો !

શેલત વાસુદેવ રામચંદ્ર

## ૧૯ બાળાઓને શિખામણ.

આ સુતાં ઉઠી શુભ રીતથી સાહેલી રે,
પરમેશ્વર ભજવા પ્રીતથી સાહેલી રે,
પછી દાતણ પાણી થાય છે સાહેલી રે,
જેથી દુર્ગંધી દૂર જાય છે સાહેલી રે.

નિત્ય નહાવું નિર્મળ નીરથી સાહેલી રે,
સૌ જાયે મેલ શરીરથી સાહેલી રે.
પટકુળ ઝીણાં નવ પહેરીએ સાહેલી રે,
ગાવા નવ જાવું પરશેરીએ સાહેલી રે.
સદ્‌ગુણની શોભા પ્રીછીએ સાહેલી રે,
આ આભૂષણ નવ ઇચ્છીએ સાહેલી રે,
નવ ખાઈએ નિત્ય ગળ્યું ગળ્યું સાહેલી રે,
દીલમાં ડાહ્યાં થઈ દેખીએ સાહેલી રે.

## ૨૦ બાળાઓને શિખામણ.

### ગરબી.

સાચી વાત કહું છું આજ સૂણો સહુ કાને રે,
તે છે હિત કરનાર સદાય ધરોને ધ્યાને રે.
રાખી શાંત સ્વભાવ સદાય સરળ થઈ રહેવું રે,
દુઃખકારક વેણ કઠોર ન કોઈને કહેવું રે.
માન અપમાનની વાત ન કાદ કયાંહી કરવી રે,
મન માની સદા સંતોપ પીડા પરહરવી રે.
બળી રીસ કર્યાની ટેવ સદા લોહી બાળે રે,
ક્ષમાવાન ખરી તે હોય તરત તે ટાળે રે.
સદાચારનો મારગ રોજ લહી સંચરવું રે,
દુરાચાર થકી કુળવાન દિકરીએ ડરવું રે.
દંભ દેખતાં કરવો દૂર સાચે ચિત્ત ચોડી રે,
અદેખાઈથી જે ભરપૂર તેનું મૂલ્ય કોડી રે.
સુજ્ઞ લોક હસે નહિ જેમ તેવી રીત સારી રે,
શીખવાને રહો તૈયાર હૃદયમાં વિચારી રે.



# ૭ પદાર્થ પાઠ.

## ૧ ચાંદાભાઈ.

આવ ! આવ ! ઓ ચાંદાભાઈ ! પમાડતો તું મને નવાઈ !
કો દી હોડી જેવો બને; કો દી અરધો ગોળો બને;
કો દી તુજ ભાંગેલી કોર, કો દી તારો પૂરો દોર,
ફેરવતો તું તુજ આકાર, ફરક પડે તુજ તેજની માંહ્ય.
પણ તું ગોળ જ મોટો હોય, ત્યારે મનડું બહુ મુજ મ્હોય,
આવ ! આવ ! ઓ ચાંદાભાઈ, પમાડતો તું મને નવાઈ.
લે આ ખાવાનો તુજ ભાગ રાખી મૂક્યો તો તારે કાજ,
વાદળમાં તું કેવો રમે ! રમત તારી મને બહુ ગમે,
ઘડી ઘડીમાં તું સંતાય, લોક કહે દૂધ પીવા જાય.
કેવું ઠંડું શીળું તેજ, આંખો મારી ઠારે સ્હેજ,
જોતા જોતા જોયા કરૂં, એમ જ ઉંઘ મહીં જઈ સરૂં;
આવે તારાં સ્વપનાં મને, અહા ! ચાંદ ? તું કેવો ગમે !
આવ ! આવ ! ઓ ચાંદાભાઈ ! જોઈ તને હું પામું નવાઈ !

**શ્રીયુત હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ.**

## ૨ પોપટ.

પેલા પોપટનો રંગ જો લીલો છે,
એની પાંખોનો રંગ કંઇ પીળો છે;
એની ચાંચ તો રાતી વાંકી છે,
એની કોટે તો કંઠી કાળી છે.
એની આંખ શી કાળી રૂપાળી છે,
એની બોલી શી મીઠી મજાની છે;

વાહ ! પોપટનું પાંજરૂં કેવું છે ?
એ તો નાનકડા ઘરના જેવું છે.

બાલુભાઈ રતનચંદ શાહ.

## ૩ પોપટ.

પોપટ કેવો છે સારો, લાગે બોલીથી પ્યારો (ટેક.)
બોલવા સારૂં મુખ બનાવ્યું, જોવાને બે આંખો,
ચાલવાને બે પગ બનાવ્યા, ઊડવાને બે પાંખો. પોપટ૦ ૧

નાક નમેલું રાતું રૂડું, કોટે કાંઠલો કાળો,
જુઓ લીલો રંગ શરીરે, શોભે એ રૂપાળો. પોપટ૦ ૨

રહેવા સારૂ માળો બાંધે, ખાય ફળો ને મેવો,
મીઠું, તીખું ખાવા જોઈએ, એ સ્વાદીઓ કેવો ! પોપટ૦ ૩

ભણાવીએ તો ભણતાં શીખે, બોલે બોલ જ મીઠો,
તેથી પોપટ પાંજરડામાં, પાળેલો મેં દીઠો. પોપટ૦ ૪

સંપાદક—છોટાલાલ પાનાચંદ સોની.

## ૪

પોપટ બેઠો પાંજરે, બોલે મીઠા બોલ,
સુણતાં મનમાં સર્વને, ઉપજે હરખ અતોલ,
કોટે કાળો કાંઠલો, નમણું રાતું નાક,
અંગે લીલા રંગનો, ધારે ધણીની ધાક,
મીઠું બોલે મનુષ્યને, ઉપજે હેત અથાગ;
પોપટ પાળે પ્રીતથી, કોઈ ન પાળે કાગ.

ક૦ દ૦ ડા૦

## ૫ સુંદર શુક.

શુક સુંદર છે રઢીયાળો, લાગે વાચાથી તે વહાલો— ટેક.
રંગ લીલો, રાગ રસીલો, કોટે કાંઠલો કાળો;
નમણો નાકે, આંખે વાને દીસે એહ રૂપાળો. શુક૦ ૧
મુખે બોલતો આંખે જોતો, પગે ચાલતો પ્રીતે;
ઉડે પાંખથી માળામાં તે, રહેતો હરખે નીતે. શુક૦ ૨
ફળ ઝાડો પર બેસી ગાતો, ખાતો ફુલફળ મેવા;
આનંદેથી કરતો કલરવ, કુહુ ટુહુ કુહુ ટુહુ કેવા. શુક૦ ૩
સવાદીઓ એ તાજું તીખું, તમતમતું પણ ખાતો;
મીઠું મધુરૂં ખાવું ગમતું, પાંજરડામાં માતો. શુક૦ ૪
રાતી માતી રમણીય ચાંચે, ખાતો તાજું ખાજું;
બોલે બોલો મન ગમતા તો, હેત ઉપજે ઝાઝું. શુક૦ ૫
આ ડાળેથી આ ડાળીએ, ઉડે મનની મોજે;
ગમે ન બંધન એને મનથી, ફરતો સ્થળ સ્થળ રોજે શુક૦ ૬
ભણાવીએ તો ભણતર ભણવા, જાણે પંડિત પુરો;
પણ સમજે નહિ ગોખી જાણે, એવો એહ અધુરો. શુક૦ ૭

## ૬ ચંડોળ પક્ષી+

( અહો એડવર્ડ મહારાજા, રહો સાજા અને તાજા-એ રાગ. )
જુઓ ચંડોળ આ ગાતો, ચડે ઉંચે રસે રાતો. ટેક.
(સાખી) ઘાસે માળો બાંધતો, જાણે નાળાકાર;*
બચ્ચાં લઈને નાસતો, ઘાસ કપાતી વાર;
બીજે ખેતર જઈ રે'તો (૨), દુઃખો કો'ને નહિ કે'તો. જુઓ૦ ૧

+ Sky Lark. *ઘોડાને પગે જડવામાં આવતી નાળ જેવો.

×ભુરી રંગીત છાંટની, પીઠ પીંછ ને પાંખ;
માથે પણ પીંછાં સમી, કલગી કરતો કાંઇક*
ભુરે ડાઘે પીળી છાતી (૨) હલક ગાવાની મદમાતી. જુઓ૦ ૨

સુંદર શી તુજ આકૃતિ, સુંદર શા તુજ બોલ;
સુંદર પીંછાં ચાંચ શી, રસમાં ઝાકમઝોળ,§
જણાયે તેહ આનંદી (૨) નથી ટેવો કશી ગંદી. જુઓ૦ ૩

વસંતના પ્રારંભમાં, સુંદર ગીતો ગાય;
ધીમે ધીમે ભૂમિથી, ઉંચે ચઢતો જાય.
મધુરાં ગીત લલકારે (૨) ચહે શુણવા સહુ પ્યારે. જુઓ૦ ૪

સુંદર પહોર પ્રભાતનો. શીતલ વાય સમીર;
સુંદર દિન વસંતના, સુંદરતા શી સ્થિર !
પ્રકાશિત દિનમાં એ તો (૨), મધુરૂં ગાન રેલવતો. જુઓ૦ ૫

જયમ જયમ સૂર્ય પ્રકાશતો, ત્યમ ત્યમ વધતું ગાન;
સાંભળતાં શ્રમ ઉતરે, ચિતડું ભૂલે ભાન.
બહુ ઉંચે ઉડીને એ (૨) સ્વરગના દ્વારમાં ગાયે. જુઓ૦ ૬

સ્વર્ગીય શક્તિ જે મળી, ગાવાં સ્વર્ગીય ગાન;×
જાણે જાતો માણવા, સ્વર્ગ તણો એશ્વાન.
પ્રભુની ભક્તિ ના ભૂલો, મનુષ્યને બોધ એ દેતો. જુઓ૦ ૭

---

×પીળા સાથે લાલ રંગની મેળવણી કરવાથી બનતા રંગ જેવી. આસમાની રંગની નહિ. *કાંક–કાંઈક–જરા–માથે જરા ગુચ્છા જેવું હોય છે ને તે કોઈવાર આનંદમાં જરા ઉભું કરે છે. §ઝાકમઝોળ–છાકમ છોળ, રસમાં, ડુબી ગયેલો.
" Hark, Hark, the lark at Heven'sgate sings." *Shakspeare*

## ૭ બુલબુલ.

( અહો એડવર્ડ મહારાજા, રહો સાજા અને તાજા–એ રાગ. )

( સ્ત્રીઓ ઠેસાના રાસડામાં ગાઈ શકશે. )

ગમે બુલબુલનું ગાણું, મનોહર પંખીડું માનું. ટેક.

ચકલી જેવું પણ કહે, દોઢું તેથી એહ;

પીઠ પીંછાં ને મુખડું, ભુરે વાને છેય;

રહે ફળ ઝાડને જુથે, વળી ઝાડી તણે ઓથે. ગમે૦ ૧

માળો નીચે બાંધતું, લઈ ઘાસ ને પાન,

નજીક સુણવા જઈ શકો, ગાતું જ્યારે ગાન;

બહુ એ તો નથી બીતું, દૂરે દેશે નથી જાતું. ગમે૦ ૨

ચાંદની જ્યારે જામતી, રેલવતું રસ ગાન,

શીતળ ચંદ્રપ્રકાશમાં, ભૂલવતું એ ભાન;

મજાની રાત ગાવાની, મનોહર પક્ષી એ માની. ગમે૦ ૩

દિવસે પણ ગાતું દિસે, પણ બીજાને શોર,

રાત સમો સુણાય નહિ, કંઠ જ કાળજ કોર;

અતિ આનંદ દાતા એ, વસો પંખી સહુ દેશે. ગમે૦ ૪

સુંદર ઉંચા સુરથી, ગાતું આ બુલબુલ;

એના ગાયન પાસ છે, કંઠો સૌના ડુલ;

ચહે એથી બધા તેને, ગમે કલકંઠ ના કોને ? ગમે૦ ૫

(ગીત ૫, ૬, ૭) સ્વર્ગસ્થ—પોપટલાલ કેવળચંદ શાહ.

## ૮ બુલબુલ.

ગા ગાયન બુલબુલ, જરા તું, ગા ગાયન બુલબુલ;

મનડું થાય પ્રફુલ્લ, જરા તું, ગા ગાયન બુલબુલ.

(સાખી) મીઠી તારી રાગણી, મીઠો તુજ મેળાપ;

મીઠી તારી આંખ છે, મીઠો છે આલાપ:
નથી અમારી ભુલ, જરા તું ગા ગાયન બુલબુલ.
(સાખી) નાજુક તારી પાંખ છે, નાજુક તારૂં અંગ;
નાજુક તારી ચાંચ છે, રૂડો તારો રંગ;
પુરા પ્યારથી ઝુલ, જરા તું, ગા ગાયન બુલબુલ.

## ૯ કાગડો.

### દોહરો.

બેઠો માળો બાંધવા, ભાળ્યો કાળો કાગ;
બે પાંખાળો બોલતો, નહિ રૂપાળો રાગ. ૧
કોઇ લેઇને કાંકરો, ચાંપે હણવા જાય;
ચિતચાં ચેતી ચતુર નર, જલદી ઊડી જાય. ૨

ક૦ દ૦ ડા૦

## ૧૦ કૂકડો.

સવારમાં પ્હેલો હું ઉઠી, કુકડે કૂક કરૂં છું;
ઉઠાડવા ઉદ્યોગી જનને, તો સીપાઈ બનું છું. ૧
કૂકડે કૂક કૂકડે કૂક કરતો, કેવી બુમો પાડું !
લાંબી ડોકે, જબરી હાંકે; સહુને એમ જગાડું. ૨
ડાહ્યાં છોકરડાં તો ભણવા, વ્હેલાં ઉઠે સવારે;
હોંસે હોંસે સહુ પોતાના, પાઠ જ વાંચે પ્યારે. ૩
ચોરો ભાગે, ઉંઘ પણ ન્હાસે, એ ચતુરાઈ નહીં શું ?
ચલો છોકરાં ! વ્હેલાં ઉઠજો, કૂકડે કૂક કરીશું. ૪

હાંકે–બૂમ પાડીને ભાગે ન્હાસે.

અરદેશર ફ્રામજી ખબરદાર.

## ૧૧ કળાએલ મોર.

"તેં તો ઘટઘટમાં ઘર કીધું" એ રાગ.

નાચે થનગન થનગન થનગન વનમાં મોરલો રે. (એ ટેક.)
ઉંચી સુંદર કળા કરીને,
રંગ રંગનાં પિંછ ધરીને;
મંદ મંદ પગ ધરતો દિસે છે ભલો રે
નાચે થનગન થનગન થનગન વનમાં મોરલો રે.
મધુર કંઠથી ટૌકા કરતી,
ઢેલડીઓ ચોબાજુ ફરતી;
હરખી હરખી ટૌકા કરતો રંગીલો રે
નાચે થનગન થનગન થનગન વનમાં મોરલો રે.

જગજીવન કાલિદાસ પાઠક.

## ૧૨ મયૂરનો મુગટ.

મયૂર હો ! મુગટ તણો શો મરોડ !
બાંકો બિરાજે જગત મનોહર,
મંજરીનો તુજ મ્હોડઃ મયૂર હો !
નીલો છબીલો અજબ સલૂણો,
શોભે શિખાનો છોડઃ મયૂર હો !
ગતિડોલનથી ડોલે કુતુક ભર્યો
નખરાં કરતો કરોડઃ મયૂર હો !
ઋતુઋતુમાં નિત્ય પૂરજો પ્રભુજી
કલગીના તુજ કોડ;
મયૂર હો ! મુગટ તણો શો મરોડ !

ન્હાનાલાલ દલપતરામ કવિ.

## ૧૩ પંખીની ટોળી.

( રૂડો રૂડો મુલક ગુજરાત રૂડો. એ રાહ. )

જુઓ જુઓ પંખીની આ ટોળી !
તેમાં કબૂતરોની જાત ભોળી;
એમાં ગરૂડજી મોટા રાજા,
ચાંચ લાંબી શરીરે છે તાજા. ૧
બેઠા પોપટભાઈ કારભારી,
એની બોલી લાગે છે બહુ સારી;
એમાં લુચ્ચામાં લુચ્ચા કાગડા છે,
સહુ પંખીમાં એ તો નાગડા છે. ૨
હંસ, મોર, મેના ને કોયલ છે,
ગીધ, સમડી ને આપે જોયેલ છે;
છેલ્લે કાબર, ચકલી ને હોલા,
ઢેક–બગલા છે મોટા ઢોલા. ૩
આવી કોયલ ત્યાં અરજી કરવા,
કુહૂકારેથી લાગી મન હરવા;
વાંચી પોપટભાઈએ અરજી, ૪
જાણી લીધી રાજાજીની મરજી.

ઢેક–બગલા–મોટી ચાંચવાળા બગલા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ.

## ૧૪ ગરવી ગાય.

( "ઇતિહાસની આરસી" નો ઢાળ. )

ગોરી ગુણવાળી સુખકાર, ગરવી રે ગાવલડી;
દૂધ દહીં ઘીની દાતાર, નમાયાંની માવલડી.
દીસે અંગથી નવરંગ, ગંગ સમી શ્વેતા;

શી શીંગલડી રૂડી બે, વિનમ્ર અને વિજેતા;
કોટે બાંધી ઘંટડી એક, ટં ટં ટં વાજે;
પગની ખરીમાં છે ફાટ, ઘુઘરી પગ ગાજે.
ભાં ભાં કરતી જવ ઘર જાય, ગરીબડી ગાવલડી;
સુણી વાછરડું હરખાય, આવી માવલડી.
પેંડા બરફી ને શીખંડ, દૂધપાક બાસુંદી;
ધારી ઘેવર માવો ખીર, પાકો ઇત્યાદિ—
ખાન પાન દેનારી માન, પર ઉપકારી છે;
દેતી બળ બળદો કૃષિકારને તું વહાલી છે.
બળદો વિણ ખેતી ન થાય, અન્ન નહિ પાકે;
સૌએ સુખડાં કહેતાં જ, જીભલડી થાકે.
ખડ ખાઈ જીવે જળ પીઈ, અમૃત પય દાતા;
સૌ જાતિ નાતિનેય, દેતી સુખશાતા.
દૂધ દહીંની જણસો ખૂબ, જગમાં જે ખાતા;
દૂધ દહીં ઘી માખણથી જ, જન રાતા માતા.
પાંચ અમૃતની દાતાર, વંશ વધો તારો;
એ આશીર્વાદ અમૂલ્ય, હાર્દિક છે મારો.

સ્વર્ગસ્થ પોપટલાલ કેવળચંદ શાહ, રાજકોટ.

## ૧૫ ગાય.

કાળી ધોળી રાતી ગાય, ચારો ચરવા દહાડે જાય;
સાંજે વહેલી આવે ઘેર, વાછરડાને પડતી લ્હેર.
ધોળું મીઠું આપે દૂધ, તેથી મારી ભાગે ભૂખ;
સાકર નાખી હોંસે ખાઉં, દૂધ દહીં ઘી ખાઈ ખુશી થાઉં.

દૂધની ખીર, દૂધનો દૂધપાક, દહીંમાં નાખું, સાકર, ખાંડ;
મીઠો માવો ને શીખંડ, ખાતાં ખાતાં ઉપજે ઠંડ.

બાલુભાઈ રતનચંદ શાહ.

## ૧૬ ઘોડો. *

( આવો આવો અહીં ગોઠીઆ.ગાય પાસે—એ રાગ )

જુઓ જુઓ છે આ[1] ઘોડો કેવો ?
નથી એનો પડયો દોકડો[2] દેવો.
એને જીન કે ચોકડું[3] ના જોઈએ;
એને ચંદી કે ચારો[4] ના દઈએ.
નહિ કોઈને એ બચકાં[5] ભરતો;
નહિ કોઈને એ લાતો[6] ધરતો.
જુઓ જુઓ કરૂં એ પર[7] સ્વારી;
મને એમાં મજા[8] પડતી ભારી.

---

* પોતાના બે પગ વચ્ચે લાકડી રાખી, તેનો ઘોડો કરી, નાનાં બાળકોને રમતાં તો સૌએ જોયાં હશે, આ બાળગીતમાં એ રમત ગુંથી છે. આ બાળગીત બોલાવતી વખતે દરેક બાળકના હાથમાં એક એક લાકડી અને નાનકડી ચાબુક આપવી. પછી જે સ્થળે જે હાવભાવ કરાવવાના લખ્યા છે તે કરાવવા. ૧. ડાબા હાથમાં ઝાલેલી લાકડી બતાવે. ૨ રૂપીઓ ખખડાવતો હોય તેવી નિશાની જમણા હાથના અંગુઠા તથા તર્જનીથી કરે. ૩ ચોકડું તાણુતો હોય તેવી જમણે હાથે નિશાની કરે. ૪ ચારાની ભારી બતાવતો હોય તેમ બે હાથ પહોળા કરે. ૫ જમણા હાથવડે બચકું ભરતો હોય તેવી (પોંચો પહોળો કરી એકઠો કરવાની) નિશાની કરે. ૬ જમણો પગ ઉંચો કરી બોંયે પછાડે. ૭ લાકડી બે પગ વચ્ચે રાખી ઘોડો પલાણે. ૮માં મલકાવે.

જુઓ ચાબુક[1] ચટ દઈ ફટકાવું;
જુઓ ભબડક તબડક દોડાવું.[2]
એને મારે નથી[3] વેચી દેવો;
જો બનશે તો બીજો[4] લેવો.

યોજક, જગજીવન કાલિદાસ પાઠક.

## ૧૭ મારા ઘરનો વાઘ.

મેં એક બિલાડી પાળી છે,
તે રંગે બહુ રૂપાળી છે!
તે હળવે હળવે ચાલે છે,
તે અંધારામાં ભાળે છે!
દહીં ખાય!
દૂધ ખાય!
ઘી તો ચપ ચપ ચાટી જાય!
તે ઉંદરને ઝટપટ ઝાલે,
પણ કૂતરાથી બીતી ચાલે!
તેના ડીલ પર ડાઘ છે,
એ મારા ઘરનો વાઘ છે.

દેવચંદ રામજી.

---

૧ લાકડી સાથે ચાબુક પછાડે. ૨ લાકડીને બે પગ વચ્ચે રાખી, પોતાને પગે દોડે; આ વખતે તમામ વિદ્યાર્થીઓ કુંડાળામાં ફરે. ૩ ના પાડતો હોય તેમ જમણો હાથ હલાવે. ૪ બે આંગળીઓ ઉંચી કરી બતાવે.

## ૧૮ ઉંદર વિષે.

### ( રાગ—ભોજા ભગતના ચાબખાનો )

ઉંદર બિલ્લીને ભાળી, નાસે મૂંઠીઓને વાળી—ટેક.
ચાર પગ ને લાંબી પૂછડી, સુંવાળી ચંચળ જાત;
ઝીણી આંખે ઝાઝું ભાળીને, દોડે અંધારી રાત.—ઉંદર. ૧.
લાગ લાવીને લૂગડાં કાપે, કોઠીઓ ફરડી ખાય;
જબરા દાંતે જમીન ખોતરી, ખૂણામાં જઈ સંતાય.—ઉંદર. ૨.
દીઠી દિવટ મૂકે નહિ, ને અંધારે મચવે શોર;
દાણા ખાઈને દાટ વાળે એ, ચાર પગનો ચોર.—ઉંદર. ૩.
ઝાલવા જાતાં હાથ ન આવે, પકડતાં નવ પકડાય;
ઉપાય કરતાં કાંઈ વળે નહિ, બિલ્લી મળે સુખ થાય.—ઉંદર. ૪.

છગનલાલ રણછોડદાસ ઠાકોર.

## ૧૯ બિલ્લી અને ઉંદર.

બિલાડી:— મીઆંઉ મીઆંઉ બોલી બિલ્લી બાઈ,
આવો વહાલા ઉંદર ભાઈ;
આપણુ મળીએ ગમત કાજ,
આપણુ રમીએ રમત આજ.

ઉંદર:— દરથી આવું જો હું બહાર,
પકડી પાડી મારો માર;
મારી નાખીને ખાઈ જાઓ,
માટે દૂર તમે તો થાઓ.

બાલુભાઈ રતનચંદ શાહ.

## ૨૦ કીડી.

### દોહરો.

કીડી કણ સંગ્રહ કરે, જુઓ જનાવર જાત;
વસે વળી સંપે સદા, સર્વ મળી સંગાથ.

ક૦ દ૦ ડા૦

## ૨૧ ખેતર.

( તેં તો ઘટઘટમાં ઘર કીધું વાલમ વરણાગીઆ રે એ રાગ. )

સુંદર સુંદર શું શોભે છે, સીમે ખેતરો રે......
રાતાં પીળાં ફૂલ ખીલેલાં, લીલા લીલા છોડ ઉગેલા;
લચી ગએલા દાણાને ભારે અહો રે.........સુંદર સુંદર શું...... ૧
ચીબરીઓ, સારસડાં, સૂડા, કાબર, કાગ, કબુતર, હોલા;
ચાંચે ચાંચે દાણો તે લૂટે ઘણો રે.........સુંદર સુંદર શું.......૨.
મોર, કોકિલા, પોપટ, ચકલાં, મીઠું મીઠું ગાન કરંતાં;
ઝાડોની ડાળે ઝૂલતાં પંખીઓ રે.........સુંદર સુંદર શું......૩.
ખેડુતો કૂવાને કાંઠે, કોસ ફેરવે હોંસે હોંસે;
કચૂડ કચૂડ થાય છે કોસોના સુરો રે.........સુંદર સુંદર શું.......૪.
મહેનતથી ખેડુ મદમાતો, અંગો અંગ દિસે છે રાતો;
લલકારી લલકારી ગાતો તે દુહો રે.........સુંદર સુંદર શું......૫.

જગજીવન કાલિદાસ પાઠક.

## ૨૨ કપાસનો છોડ.

( ચોપાઈ )

કપાસ ના આ સુન્દર છોડ, ઉગે સઘળા જોડાજોડ;
ઉંચે વધવા હિંમત ધરે, ધોળું રૂ જિંદવામાં ભરે.

૨ ને ખૂબ ઝીણું કંતાય, તો તેમાંથી સૂતર થાય;
સૂતર સાળ મહીં જ વણાય, તેનાં સુંદર કપડાં થાય. ૨
માતા તેનાં લૂગડાં શીવે, પહેરાવી બાળક રીઝવે;
લૂગડાં ફાટાં તુટાં થાય, ત્હેનો પણ ઉપયોગ કરાય. ૩
તેને કૂટી મેંદો કરે, ને તેમાંથી કાગળ બને;
કાગળ પર અક્ષરો છપાય, ને તેની ચોપડીઓ થાય. ૪
ઇશ્વરનો માણસને બોધ, તેની એ પુસ્તકમાં નોંધ;
નિશાળમાં શિક્ષકની પાસ, પુસ્તક વાંચી કરૂં અભ્યાસ. ૫
ભણી ગણીને મોટો થાઉં, તે માટે એના ગુણ ગાઉં;
આટલું બધું જેનાથી મળે, કપાસ તે ઉગો સહુ સ્થળે. ૬

જિંડવું-કાલું. બોધ-શિખામણ. શિક્ષક-ભણાવનાર.

કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ.

## ૨૩ કણબી.

" કણબી પાછળ કરોડ, કણબી કોઈ પાછળ નહીં;
હળથી બાંધે હોડ, પેટ ભરે પાદશાહ તણા. "

## ૨૪ અંધારી મેઘલી રાત.

**માઢ.**

એ ગાજે ગગને ઘોર (૨)
આજે ગગને ગાજતો જો મેહુલો ઘમઘોર. ( એ ટેક. )
ધુધુધુધુ ગાજતો ઘન, કડકડ થઈને અપાર;
તોડી ફોડી વાદળીને, વરસે મુશળધાર રે........ એ ગાજે...
અંધારે અંધારે ઘેર્યું, ચોપાસે આકાશ;
સુસુસુ સુસવાટ કરીને, વાયુ વહે ચોપાશ રે......એ ગાજે...

ચમક ચમકતી વીજળી કદિ, ભડ ભડ ભડકો થાય;
નાનાં બાળો દેખી જો જો, ઘરમાં નાશી જાય રે...એ ગાજે...

જગજીવન કાલિદાસ પાઠક.

## ૨૫ પ્રભાત.(૧)

( આજ શ્યામ માંહે લીનો બાંસુરી બજાઈ કે–એ રાગ )

ખીલતું પ્રભાત ભ્રાત રાત વીતી જાય છે;
રાત વીતી જાય, રમ્ય તેજ જો છવાય છે. ખીલતું પ્રભાત... ૧
પૂર્વ દિશા લાલ લાલ, હીંગળોક શી રસાળ;
લાલ લાલ કિરણુ વિષે, દશે દિશા ન્હાય છે. ખીલતું... ૨
ચકચકતો હતો ચંદ, તેજમાં દિસે છે મંદ;
ઝીણા ઝીણા તારલાઓ, તેજમાં છવાય છે. ખીલતું... ૩
પંખી કરે મધુર ગાન, ધ્યાનીઓ ધરે છે ધ્યાન;
ઘંટી તણા ઘેર ઘેર, સુર સંભળાય છે. ખીલતું... ૪
ઉઠો મારા વ્હાલા લાલ, મુખડું બતાવો રસાલ;
એવા મીઠા બોલ બોલી, માતાઓ મલકાય છે. ખીલતું... ૫

જગજીવન કાલિદાસ પાઠક.

## ૨૬ પ્રભાત.(૨)

( બિભાસ. )

તિમિર ટળ્યાં શુભ વ્હાણલું વાયું.
અનેરી ઉષાએ વ્યોમ છવાયું. તિમિર.
ચેતનહીન પદે નિદ્રાના સુખ સમણામાં માણ્યું રે,
સ્વપ્ન સર્યાંને સત્યનું ટાણું ઉજ્જવળ મંગળ આવ્યું, તિમિર.
કૌશિક સાદ સમી ગયા સૌ ભારત આશથી નાહ્યું રે,
જડતા ગ્લાનિ દૂર થયાં ને જોમ રગેરગ જામ્યું. તિમિર.

ધર્મે ધરી ઉર કર્મને પંથે અરુણે વિપદ ચલાવ્યું રે,
ધર્મે ઢીલ શું? ઉંડો વાદે નાહક માથું ભમાવ્યું, તિમિર.

કૌશિક=ઘુવડ, કૌશી રાગનું નામ છે; રાત્રિયે બીજા પ્રહરમાં ગવાય છે.
આશ=આથા આશા, રાગનું નામ છે; સવારે બીજા પ્રહરમાં ગવાય છે.

હૃદય રણકાર રમણિક ર. મહેતા.

## ૨૭ ભાત ભાતનાં ભોજન.

(જાગ મુજ વ્હાલા બાળ...એ રાગ.)

જમીએ લાડકા લાલ, ભોજન સુખકારી... (એ ટેક.)

દૂધપાક છે રસાલ, મગજ અને મોહનથાળ;
જમતાં ધરજો સંભાળ, લાડુ ગુણકારી... જમીએ. ૧

પેંડા, બરફી, મગજ સાર, શીરો ને રૂડો કંસાર;
સેવ ઓસાવી અપાર, જમજો દિલ ધારી... જમીએ. ૨

બાસુદી અને શીખંડ, તેલથી તળેલાં કંદ;
પૂરી કુણી કુણી પુત્ર, લે લે દઉં સારી... જમીએ. ૩

કેળાં ને કોપરાપાક, વિધવિધનાં કીધાં શાક;
ઉનાં ઉનાં ભજીઆં જમો, ઉરે પ્રીત ધારી... જમીએ. ૪

વિધવિધની આપું દાળ, ધીરે ધીરે જમો બાળ;
શરમ તજી માગો લાલ, વાની સારી સારી... જમીએ. ૫

ભાતની રૂડી સુગંધ, લેજો મુજ ચિત્તકંદ;
સાકર ને દૂધ દઉં, જમો સ્વાદ ભારી... જમીએ. ૬

જમી રહ્યા છો તો બાળ, ઉંડો રાખીને સંભાળ;
ચકચકતા કળશીઆમાં, જુઓ ભર્યું †વારિ... જમીએ. ૭

પાનપટ્ટી જમો બાળ, વદન કરો લાલ લાલ;
પુત્રવદન નિરખી માત, હરખી જાય વારી... જમીએ. ૮

જગજીવન કાલિદાસ પાઠક.

† વારિ=પાણી.

## ૨૮ મેહુલો વરસે મોંઘેરો.

તપવી તરૂ ને ફળફૂલ ને-
કાંઈ તપવી ધરાનાં મીઠાં મૂળ રે,
મેહુલો વરસે મોંઘેરો !
તપવ્યાં-તપાવ્યાં લીલાં વ'ન ને-
કાંઈ તપવ્યાં રસિકડાં જીવન રે,
મેઘ આજે વરસે મોંઘેરો !
વરસે મુશળધારથી, મેઘ ચડી ઘનઘોર;
હરિયાળાં ક્ષેત્રો વિષે, નાચે થનગન મોર:
એમ નાચે ને રાચે રસ-ઘેલડું.
પ્રીત પૂરે મૂજ ચિત્તડું ચકોર રે,
સ્નેહ મેહ વરસે મોંઘેરો:
મન્દમન્દ સમીરણ વહે, પંખી કરે કલ્લોલ;
કુદરતની લીલા વિષે, અંતર રસતરબોળ:
જીવન જીવનમાં જાગિયાં
તેજ કિરણોશાં ચેતન અણમોલ રે,
મેહુલો વરસે મોંઘેરો:

( મળેલું—ખડાયતા મિત્ર ઉપરથી ) —તપવી.

## ૨૯ વિમાન.

આ આકાશમાં ભમતું—
શું જણાય જાણે મોટું પંખી;
આવે છે ઊડતું.
ગર ગર ગર ગરતું, સર સર સર સરતું.
ફર ફર ફર ફરતું.

શું પવન ગતિએ ચાલ્યું આવે
સું સું સું કરતું—૧
સુણો કહું હવે તમને, કહે વિમાન સૌ એને.
તમે ચાલો મારી સાથ, હું એમાં બેસાડું સૌને.
વાહ, વાહ, વાહ, વાહ, વાહ, વાહ,
કેવું આ સુંદર દીસે વિમાન અહા.
એ ઊડયું હવે ઉંચે,
ફરી નજર જુઓ નીચે.
સૌ ચીજો ઝીણી ઝીણી કેવી;
સુંદર દીસે છે.
વાહ, વાહ, વાહ, વાહ, વાહ, વાહ
કેવું આ સુંદર દીસે વિમાન અહા.

રા. ના. શં. પંચાક્ષરી (સંગીત શિક્ષક.)
(ગુ. શા. ૧૯૨૨ પૃષ્ઠ. ૧૬૬ મ૦ ટ્રે૦ કૌર વીમેન—અમદાવાદ.)

## ૩૦ ઘન ગર્જન.

( શું નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો. એ રાગ )

પેલો ગગને શું ઘન ઘોર ગાજી રહ્યો,
ગાજી રહ્યો કે ગર્જવી રહ્યો—પેલો ગગને શું ઘન ઘોર ગાજી રહ્યો.
(સાખી) સૈન્યાધિપતિ સૈન્યનો, શુરો રાજ સમીર,
જંગે જીતે જગતને, એવો એજ અમીર;
જુઓ અમીરી દોર એ દેખાડી રહ્યો,
ધડુડાટોના ગોળા ગબડાવી રહ્યો— પેલો ગગને૦
(સાખી) ગિરિશૃંગો તૂટી પડે, વૃક્ષો ઉન્મૂળ થાય;
પવન ઝપાટે છાપરાં, તડફડ ઉડી જાય.

સમીર સાગરને ધરતી ધ્રુજાવી રહ્યો.
ધ્રુજાવી રહ્યો કે કંપાવી રહ્યો— પેલો ગગને૦

(સાખી) રણક્ષેત્રે રજપુતની, વાગી જ્યાં વીરહાક;
મેઘોનાં મંડળ બધાં, ઉલટયાં એકી સાથ.

સાથે વીજના ચમકારા ચમકાવી રહ્યો.
કોમળ કાળજાં ધ્રુજાવી ધ્રુજ મચાવી રહ્યો. પેલો ગગને૦

(સાખી) ગોળી બાર ચલાવીઓ, છુટયો મુસળધાર;
વિંધઈ ગઈ †વનિતા બધે, ખાધો મક્કમ માર

છેલ્લે ધરણીને પરણી મનાવી ગયો
મનાવી ગયો કે નમાવી ગયો— પેલો ગગને૦

(સાખી) પાણી પાણી પંડપર, ભીંજ્યું શ્યામ શરીર
ધરણી લાગી પાયને, માગે બીજું ચીર

પત્ની પૃથ્વીને સાડી ઓઢાડી ગયો
બધે આનંદ આનંદ છાઈ રહ્યો— પેલો ગગને૦

(બા. ર. શાહ.)

૭૧

પેલા ભવ્ય ગિરિવર ચરણે, સુતી મનહર ખીણ રે—
તેના ઉદરથી નીપજીયું, નાનકડું શું વ્હેણ, અજબ તમાશો આ!
રમતી અવની પર આળોટતી, ચાલી સરિતા બાળા રે
જોતામાં થઈ આવડી મોટી, જોબનવતી રસ-માળા—અજબ૦
રમ્ય નગર ઉન્નત ગિરિવરને, વૃક્ષઘટા ઝુકી આંખે રે;
ગગન જુવે ને તારા ઘુવે મુખ, નદી પણ (ર) નજર ન નાખે—અજબ૦
જોબન મદમાતી અલબેલી ક્યાં આ ચાલી જાય રે!
અંતરથી આશ ભરીએ ને, મુજ મન વિસ્મય થાય—અજબ૦

(દેવ કન્યા)

† પૃથ્વી રૂપી વનિતા.

## ૩૨ ઉત્પ્રેક્ષા

નભ ચુંબતા ગિરિવર ઉપર શોભે રમ્ય વનરાજી રે
તેહેને તીરે નાચતું કુદતું, વહેતું ઝરણું એક—અજબ તમાશો આ.
સ્વછન્દે આનન્દે વહેતું, વનકુસુમોમાં રમતું રે,
તરુવરની શીતળ છાયામાં, નિર્ભય થઈને ભમતું— અજબ૦
છોડી તુંગ ગિરિવરના તટને, નિમ્ન પ્રદેશે સોહે રે
સૂક્ષ્મ શ્વેત ઓઢણી ઓઢીને, પ્રેમ હર્ષથી ખેલે— અજબ૦
થઈ સુંદર સુમનથી, આચ્છાદિત પ્રદેશ રે;
હરિઆળી રઢિઆળી ભૂમિમાં ધીમે ધીમે વહે છે— અજબ૦
સૂર્યપ્રભામાં ઝળળળ કરતાં, રમ્યનગર મેદાનો રે,
તેની ઉપર ગિરિવર સોહે, સરિતા એકલડી વહે— અજબ૦
ધીમે ધીમે વધતી ચાલે, પલ્લવ ફળફૂલ લઈને રે,
રમ્ય રૂપેરી દિવ્ય નદી એ, સાગર શું જઈ વહેશે— અજબ૦

( નટવરલાલ બાલુભાઈ શાહ )

## ૩૩ ઉખાણાં.

એક હતી ઠગ; તેના લાંબા લાંબા પગ,
પાસે જે જાય, તેના કકડે કકડા થાય. એ શું ?—સૂડી.
એક ઉંદરડી એવી તે કપડાં કોરાં કાપે,
એ દાંત તીણા લાંબા લોખંડ જેવા મારે. એ શું ?—કાતર.
વાંકું વાંકું ઉંટડું ને બે બળદિયા જોડયા,
ખેતર ખેતર ચરતું તેણે દુનિયાંનાં દુઃખ તોડયાં. એ શું ?—હળ.
પવનનો ઘોડો તે ચાલે પવન ખાતાં,
ધોળી ધજાવાળાં એ તો દરિયે ડોલાં ખાતાં. એ શું ?—વહાણ.

( પૃષ્ઠ ૯૧ ના ૩૭ મા ગીત પછીનું અનુસંધાન. )

૩૮

ધન્ય તે નરનાર, જગતમાં ધન્ય તે નરનાર,
કરે જે પર ઉપકાર, જગતમાં ધન્ય તે નરનાર.
મૂકીને તન ધનની માયા, પરોપકારે તૈયાર.....જગતમાં૦
લઈને વ્રત જનસેવાનું, વ્હોરે ઉપાધિ અપાર ...જગતમાં૦
જીવન ગાળે પરને કાજે, ધન્ય ધન્ય અવતાર...જગતમાં૦
દેખીને પરદુઃખ દ્રવે છે, હૃદય ખમે નહિ ભાર...જગતમાં૦
વગર વિલમ્બે સહાય કરે જે, અનાથ નિરધાર. જગતમાં૦
ચંદન સમ સુવાસ પસારે, તેનો જયજયકાર...જગતમાં૦
દયા તણા ભંડાર બનીને, સફળ કરે અવતાર...જગતમાં૦
મળે નહિ યશ કાર્યે કદી તો, લેશ નહિ દરકાર જગતમાં૦
નિજ તણું કર્ત્તવ્ય ગણીને, સર્વ કર્મ કરનાર જગતમાં૦
આત્મવત્ સૌ પ્રાણી પેખે, ભેદ ન રાખે લગાર...જગતમાં૦
રટણ રહે દિન રાત હૃદયમાં, કરવા દેશ ઉદ્ધાર. જગતમાં૦
( સુન્દરી સુબોધ પુસ્તક ૧૩ પૃષ્ઠ. ૧૭૬ ) અનાથસેવક.

---

# ૮ સંવાદો.

## ૧ વર્ષાઋતુ વર્ણન.

સૂચના—મેઘ, પૃથ્વી અને ખેડુત નામે ત્રણ પાત્રો કલ્પ્યાં છે. મેઘ પાત્રનો પોશાક ઘેરા વાદળી રંગનો હોઈ તેના હાથમાં એક જળનું પાત્ર રાખવું. પૃથ્વી પાત્રનો પોશાક લીલા રંગનો હોઈ તેના હાથમાં નાનો પૃથ્વીનો ગોળો આપવો. ખેડુત પાત્રને તેને લાયકનો પોશાક પહેરાવી તેના હાથમાં નાનું હળ આપવું, તેમજ

બળદનું ચિત્ર આપવું અથવા બે છોકરાને ધોળાં વસ્ત્ર ઓઢાડી બળદના રૂપમાં ઉભા રાખવા. વળી બની શકે તો આ પાત્રો કામ કરે તે સ્થળે છોડવાનાં કુંડાં ગોઠવી બગીચા જેવું પણ કરવું. પાંચ જુદા જુદા છંદમાં આ કાવ્ય લખ્યું છે તેમાંનું પ્રથમ ત્રણે પાત્ર બોલે, તે પછી મેઘ, પછી **પૃથ્વી**, પછી ખેડુત અને છેવટના કાવ્યમાં એકેક કડી મેઘ, પૃથ્વી અને ખેડુત અનુક્રમે બોલી, છેલ્લી લીટી ત્રણે પાત્રો સાથે બોલી કાવ્ય પૂર્ણ કરે. આખી કવિતા 'ગ્રીષ્મ-ઋતુ વર્ણન ' ના અનુકરણ રૂપ છે. પરંતુ આ કાવ્ય છેક ઉપલા ધોરણમાં ચલાવાશે. )

ત્રણે પાત્રો રોળાવૃત્ત-૧

પ્રભુનો દિવ્ય પ્રભાવ, દીસે વર્ષમાં કેવો,
પ્રાણી વનસ્પતિ સર્વ, વિષે એ જોવા જેવો;
નાચે થનથન મોર, સકલ આનંદી ભાસે,
ઉદ્યોગીનું જોર, અવનિથી આળસ નાસે. ૧

જય જય જગ કરતાર, તમારી લીલા ન્યારી,
જીવનનો આધાર, દીધી વર્ષાઋતુ પ્યારી;
આ **પૃથ્વી** સોહાય, મેઘની આશ ધરંતા,
આ ખેડુત હરખાય, કૃષિનું કાર્ય કરંતા. ૨

દોધકવૃત્ત—(૨)

મેઘ ( આગળ આવીને )

આવી અહો ! વરષા રઢિઆળી, ગ્રીષ્મ ગઈ બધું વિશ્વ ઉકાળી;
ચાલ હવે જગને ચમકાવું, અભ્ર બની મુજ રૂપ બતાવું;
ઉગ્ર પ્રચંડ અનિલની સંગે, જામું ઘન વાદળી રંગે,
વાયુ થતાં સ્થિર આ અણુચિંતા, સ્વેદથી પ્રાણી બધાં અકળાતાં. ૧
વિદ્યુત વેગથી કેવી ઝબુકે, ગર્જન ઘોરથી ભુતલ ધ્રૂજે,

મસ્ત બની કૃષિકાર જ મ્હાલે, ઉન્મુખ થૈ સહુ ઉર્ધ્વ નિહાળે;
પૂર્ણ થતાં તપચારી જ ભારે, મેઘ પડ્યું પછી મૂશળ ધારે;
આપું* તને નિજ અમૃત લ્હાણી, વિશ્વ બધું ઉભરાવું કરી પાણી. ૨

તોટકવૃત્ત—(૩)

**પૃથ્વી** ( આગળ આવીને )

ધનરાજ અહો મુજ પ્રાણપતિ, કરી પાવન શ્યામ પધારી સતી;
બની નાથ હું આજ સુભાગ્યવતી, અભિનંદન આપું કરી પ્રણતિ. ૧
ગઈ ગ્રીષ્મ અતિ મુજને તપવી, વળી રમ્ય જળાશયને સુકવી;
બની વૈરિણી હાય ઘણી દુભવી, પિયુ આપ કૃપા થકી શાન્તિ થઈ. ૨
પિયુ આવી ઉરે સુખ વાસ કરો, મુજ સ્વાગતનોજ સ્વીકાર કરો;
પિયુ જીવન વારિ અનંત ભરો, વિરહાનલ તાપ ત્વરાથી હરો. ૩
તમથી પ્રિય હું અતિમોજ કરૂં, નવલા લીલુડા શણગાર ધરૂં;
ઉદધિ, સર, કૂપ સરિત ભરૂં, મૃદુ ગર્ભ ધરી મદમાતી ફરૂં. ૪
ખિલતાં રૂડલાં મુજ બાળકડાં, યુવકો બનતાં, શિશુ નાનકડાં;
યુવકો પણ થાય સુવૃદ્ધ વડાં; તૃણ, ધાન્ય, લતા, તરુ રાજી બધાં. ૫
પશુ, પંખી, મનુષ્ય કલોલ કરે, કૃષિકાર જુઓ મદમસ્ત ફરે;
રહી કાર્ય નિમગ્ન બધાં વિચરે, પિયુ આપ તણો જ પ્રતાપ ઠરે. ૬
મુજ નામ રૂડું મૃદુલું ધરણી, રસરાજ પિયુ ધનને પરણી;
નવ યૌવન મસ્ત બની તરુણી, નથી કોઈ જગે મુજ શી ગૃહિણી. ૭

**ખેડુત** ( પરિક્રમણ કરીને ) પ્રમાણિકા વૃત્ત. (૪)

ઉમંગથી હરૂં ફરૂં, મધુર રાગ ઊચરૂં;
હું કામ ખેતીનું કરૂં, કૃષિક નામ માહરૂં;
સુમાત મારી આ ભૂમિ, પિતા જ મેઘરાજ તું;
ગરીબ તારૂં બાલ હું. સુખી કરૂં સુખી રહું. ૧

---

* પૃથ્વીને.

સુસજ્જ મારૂં સાંતીડું, સતેજ જોડ બેલની;
વિવિધ બીજ વાવું હું, સમયને નિભાવું હું.
અનંત ધાન્ય પાકતું, જણાય મારી દૃષ્ટિમાં;
સુધન્ય દિન વૃષ્ટિના, અસુખ જાય સૃષ્ટિનાં. ૨

ઇન્દ્રવજ્રાવૃત્ત. (૫)

**મેઘ**—સંસારમાં કેવળ હું જ મોટો.
**પૃથ્વી**—હું એ ખરી આપણ બેઉ જોટો.
**ખેડૂત**—ઉદ્યોગનો એક જ હું નમુનો.
**ત્રણે**—મેમા બધો એ વરષાઋતુનો.

લખનાર—**દલપતરામ નાથજી પુરાણી**, મહેતાજી અરાદ–પંચમહાલ ( ગુ. શા. પત્ર )

## ૨ સ્વર્ગનાં રહેઠાણુ !

**( એક અંગ્રેજી કાવ્યના ઝાંખા સંસ્કારો પરથી ઉપજાવેલું. )**

**બાળકઃ**— " આકાશ, બા ઓ બા! સુનેરી શોભતાં સામે સદા.
જાણે ભૂમિના ઓઢણાં હો છત્ર ધોળા સર્વદા
ને રોજ પેલો તેજનો રાજા સુવે ને જ્યાં વસે
જે " સ્વર્ગ " આખું ગામ કે, તે ત્યાં હશે ? શું ત્યાં હશે ?

**માતા** ( વાત્સલ્ય ભાવથી ):—.........ના, ત્યાં નહિ. ના, ત્યાં નહિ.

[ બાળક ગુંચવાય છે. ]

**બાળકઃ**—( ફરી નાકે આંગળી મુકી કંઇક યાદ કરતો )
" તો ધાર બા ઓ બા! વસે છે એક રાજા મ્હેલમાં
જેનું જીવન આખું વીતે છે મોજમાં ને રહેલમાં
ભરપૂર જેની સાહેબી સત્તા ઘણી જેની દીસે
જે " સ્વર્ગ " આખું ગામ કે, તે ત્યાં હશે ? શું ત્યાં હશે ?

માતાઃ—("Uneasy lies the Head, that Wears the crown ના શબ્દો યાદ આપતો અટ્ટહાસ્ય કરી )

..............ના ત્યાં નહિ, ના ત્યાં નહિ.

બાળકઃ—"સંભાર ત્યારે બા ઓ બા! તે દિન જુના આપણા
જ્યારે હતો હું બાલુડો શોભાવતો ઘર આંગણાં
ખોળે ચડીને બેસતો ને લાડ કરતો અવનવા
માડી! તને સંતાપતો, તો યે ન તું રોતી કદા
વાચાળ મારી કાલી બોલીને તું ઝીલતી
મળમૂત્ર મારાં ઉંચકતી તો યે ન તું કંઈ ખીજતી
બીજે નહિ તો આ સ્થિતિમાં સ્હેજ પણ રહેતું હશે!
જે "સ્વર્ગ" આખું ગામ કે, તે ત્યાં હશે? શું ત્યાં હશે?

માતાઃ-(જુના બાળરાજ્યના દિવસ સંભારી કંઈક ઓછું આવતાં દબાતા સ્વરે)

.....................ના ત્યાં નહિ, ના ત્યાં નહિ.

"બા ઓ બા" હજી એ મક્કમ હતી; બાળકની વયાનુસાર અલ્પ પણ ગુણાનુસાર પ્રૌઢ કલ્પનાઓ આમ એક પછી એક નિષ્ફળ થતાં બાળક નિરાશ તો થયો, તોય હજીએ તેની કલ્પનાનો વેગ ધીમો હતો અને ઉત્સાહનું આછું તેજ તેના ગંભીર મુખપર છવાયું હતું.

બાળકઃ— "રે યાદ, બા ઓ બા! મને આવે હવે કંઈ અવનવું
વાંચ્યું હતું મેં "નળ અને દમયંતી" નું પુસ્તક નવું.
કહે છે, ઘણો વ્હાલો હતો દમયંતીને એનો પતિ
"એના પતિને" એ વળી બહુ પ્રાણથી વ્હાલી હતી.
કાયા હતી જુદી ઉભયની; પ્રાણ ના જુદા હતા.
એકેક ખાતર હોંશથી કંઈ કંઈ પીડાઓ વ્હોરતા

આવાં મળે પ્રેમી ઘડી ને નયન જે મીઠું હસે
જે "સ્વર્ગ" આખું ગામ કે, તે ત્યાં હશે ? શું ત્યાં હશે ?

**માતાઃ—**( દાંપત્ય પ્રેમને એકવાર જુના જીવનમાં અનુભવી
દુર્ભાગ્યે શેષ રહેલી વિધવા માટે આ પ્રશ્ન ગહન હતો;
હૈયું વીંધી અધ ઘડી અવાચક કરનારો બાણરૂપ હતો:
પણ "દેવી" ના અવતાર સમી "મા" મેરૂ જેવી અચળ
રહીને બોલી )..........ના ત્યાં નહિ, ના ત્યાં નહિ.

**બાળકઃ—** "હું તો હવે થાક્યો કહી કહી એક તારી "ના" થકી
લેજો હવે ઓ બા ! હું ત્યાં પાસ છું એનો નકી
જો જે-હવે તારે રહી છે "હા" કહેવી હોંસથી
જો "ના" કહે તો માનજે કે સ્વર્ગ બીજે કંઈ નથી.
બ્રહ્માંડ હાલરડું સુણી જેનું સુવે જઈ પારણે
ને ચિત્રમાં જે પ્રકૃતિ આખી નવી આણી ચણે
એવા કલા સંગીતના જે મસ્ત, તે હૈયે વસે ?
જે સ્વર્ગ આખું ગામ કે,' તે ત્યાં હશે ? શું ત્યાં હશે ?

**માતાઃ—** ( બાળકની તત્ત્વદષ્ટિથી ચીતરાયેલી કલ્પનાથી મા
સંતોષનું હસી; પણ એનાંયે "સ્વર્ગ" કોણ જાણે
શાએ હશે કે હજીએ એ જ દઢતાથી બોલી, )
..........................ના ત્યાં નહિ, ના ત્યાં નહિ.

**બાળકઃ—** હાર્યો હવે ઓ બા ! ન પહોંચે બુદ્ધિબળ મારૂં હવે
છે એક આખરની હવે શંકા મને જે કુહલવે.
એમાં હજીયે હોય તારી "ના ની ના" તો, જ્યાં હશે
માનીશ તારૂં તો જ હું, જો સ્વર્ગ તે કહેતી જશે.
લે જાણુ બા ઓ બા! હશે જે ભક્ત મોટા રામના

દુનીયા ટકે છે તો જ આ જે થાંભલાએ જે ઘણા
જે સ્વર્ગ પણ સદ્‌ભાગ્યવાળું જો હશે તો પામશે
"આશીષ" એ સાધુ તણી, તો "સ્વર્ગ" શું મા! ત્યાં હશે?"

માતાઃ—(ડોકું ધુણાવી)...............ના ત્યાં નહિ, ના ત્યાં નહિ.
(બાળક આખર નિરાશ થઈ રડી પડયો; એની એકેય કલ્પના "માના" ગળે ન ઉતરી, બાળકની જીજ્ઞાસા તૃપ્ત થાય એવી આશાભરી બાળદૃષ્ટિ પર "મા" જોઈ રહી અને બોલી.)
"આકાશ પાછળ શૂન્ય માટે સ્વર્ગ કહું છું ત્યાં નથી;
છે સાહ્યબીમાં ગર્વ માટે સ્વર્ગ પણ ત્યાંયે નથી;
વાત્સલ્ય કે દાંપત્ય પ્રેમો માત્ર બંધન મોહના,
ને મોહમાયા બંધનો શું ચિહ્ન ત્હારાં સ્વર્ગનાં?
સંગીત કલાના મસ્ત, બેટા! એક વાડામાં રમે
બીજા ઘણા રોતા હશે, આનન્દના એ જે સમે.
એવા જીવોને સ્વર્ગ હો, પણ સ્વર્ગ તે તારૂં નથી.
રે વત્સ! માટે આપણું એ સ્વર્ગ સાચું ત્યાં નથી.
ને સાધુઓ જે ભક્તિના અવતાર જેવા લાગતા.
એ તો સદા માયા અને દૂનીઆ થકી દૂર ભાગતા
માનવ ન દર્શન પામતા તે આશીષો શે પામશે?
સંસારીઓનું સ્વર્ગ તે આઘે કદી જઈ ના વસે;
વાંચ્છે વળી વનવાસીઓ એમાં નિજાત્માનું ભલું
"જાણે જગત છે એકનું, એના વિનાનું એકલું."
એ નિવૃત્તિમાં સ્વર્ગ ન્હોયે, હોય તો શાં આપણાં?
આઘે વસ્યા જે આપણાથી સ્વર્ગ તે શાં કામના?

× × × × ×

આ વિશ્વના માનવજીવોને બાંધવો જે માનતા
એના સુખે આઘા રહે; એના દુઃખે દુઃખી થતાં
સંસારમાં રહેતા છતાં સરસ્યાં રહી નીતિ ધરે
ને સર્વ શ્રીજીના સૃજેલા જીવપર પ્રીતિ ધરે
જેના જીવનમાં મંત્ર એ "સ્હાવું અને સ્હેવું" રહ્યા
જે અન્ય કાજે જીવનને સોંપી રહ્યા-આપી ગયા
એ મંત્રથી એ કર્મથી, જે સ્હેજના આઘા ખસે
એ મૃત્યુમાં-એ જીવનમાં-તે સ્વર્ગ બેટા! ત્યાં વસે."

સમાલોચક પુ. ૨૮ } લેખકઃ—
પૃષ્ઠ ૬૧૮ થી ૬૨૦ } રા. જદુરામ બધડીઆ.

---

## ૩ પાંચ જ્ઞાનેન્દ્રિયોની તકરાર.
## અને
## બુદ્ધિએ આપેલો ન્યાય.

**મંદાક્રાન્તા.**

નાસિકા ને નયન, રસના, ચામડી, કર્ણ નામે,
પ્રાણીઓને ઘણી જરૂરની પાંચ જ્ઞાનેન્દ્રિયો છે;
સોંપાએલું નિયમિત કરે કાર્ય પ્રત્યેક વ્યક્તિ,
તેને લીધે જીવનક્રમમાં આવતી પૂર્ણ શક્તિ.

**વસંતતિલકા.**

ચાલ્યાં જતાં ક્રમ પુરઃસર સર્વ કાર્યો,
ત્યાં એકદા અતિ પરસ્પર વાદ ચાલ્યો;
વાંધો પડયો 'જરૂરીઆત વિશેષ કોની?'
દર્શાવતી દલીલ ઇન્દ્રિય સર્વ સૌની.

આંખ—  શાર્દૂલ વિક્રિડિત.

આપે તેજ સહસ્રરશ્મિ દિવસે, રાતે દીપે ચન્દ્રમા,
સંખ્યામાં અગણિત તારક ઝગે સોહામણા વ્યોમમાં;
પૃથ્વી, પાણી, પહાડ, જંગલ અને સૌન્દર્ય સૌ સૃષ્ટિનું,
તેને યોગ્ય સ્વરૂપમાં, નિરખવાં એ કાર્ય છે દૃષ્ટિનું.
સંસારે વ્યવહાર કાર્ય સઘળાં ચાલી રહ્યાં સર્વદા,
તેમાં ખાસ અગત્ય છે નયનની, મારા વિના સૌ વૃથા;
થાયે દૈવવશાત નષ્ટ નયનો તો દુર્દશા જન્મની,
નક્કી આ જગમાં પડે શરમ તો હંમેશ બે આંખની.
ઘોડા ગાડી, મહેલ, બાગ બગીચા ને અન્ય જે વૈભવો,
આંખો હોય હયાત તો સફળ તે આનંદ આપે ઘણો;
લાગે છે સુખરૂપ જીવન ખરે જો આંખની હાજરી,
નેત્રો વિણ અકારૂં થાય જીવવું મૃત્યુ ભલું તે થકી.

નાસિકા—  ભુજંગી.

ખીલે બાગમાં પુષ્પ જે ભિન્ન ભિન્ન, ગ્રહી લાવતો વાયુ તેની સુગંધ;
સમાયા સુગંધી તણા ભેદ ઝીણા, કરૂં તે બધાની ખરી હું પરીક્ષા.
ઘણાં કીમતી અત્તરો લોક લાવે, રૂમાલે અને વસ્ત્રમાં ખુબ છાંટે;
મઝા ભોગવું, શ્રેષ્ઠતા મારી તો છે ! કદી આવશો કોઈ શું મારી તોલે ?

રસના—  ઇન્દ્રવજ્ર.

ખારો, તીખો ને કડવો કટાણો, ખાટો, તુરો, મિષ્ટ અનેક સ્વાદો;
તે સ્વાદના જ્ઞાનની હોય ઇચ્છા, મારા વિના કોણ પૂરે અપેક્ષા ?
ખંતે કરે ખાસ વિવિધ વાની, અર્પે મને તે બધી પ્રેમ આણી;
આનંદથી હું ઉપભોગ લેતાં, પ્રત્યેક વાનીની કરૂં પરીક્ષા.

ચામડી—　　　　　　મન્દાક્રાન્તા.

વસ્તુઓના વિધવિધ ગુણો સ્પર્શથી સ્પષ્ટ જાણું,
ટાઢું, ઉનું, કરકરૂં, લીસું, સખ્ત, પોચું પિછાણું;
એવી સર્વે અતિ ઝડપથી ઓળખી લાગણીને,
વાયુવેગે મગજ ભણી હું મોકલું તે બીનાને,

કર્ણ—　　　　　　તોટક.

દુખીઆં જનની દિલવાત સુણું, વળી સ્નેહીજનોથી સુગોષ્ટિ કરૂં;
હસવું, રડવું, કટુવેણ ગ્રહું, મીઠડું વચનામૃત પાન કરૂં.
મધુરા સુરવાળી સિતાર વીણા, મનમોહક ઇતર વાદ્ય ઘણાં;
કરતાં શુભ સ્વર્ગીય ગાન ઘણું, રસસ્વાદ લઈ અતિ મસ્ત બનું.

વસંતતિલકા.

બોલે પરસ્પર દરેક ધરી મમત્વ,
"હું શ્રેષ્ઠ છું અધિક મારૂં ગણો મહત્વ;"
ક્રોધથી અંધ બનતાં મનશુદ્ધિ ખોઈ,
મૂકે દુરાગ્રહ નહિ લવલેશ કોઈ.
વીત્યો ઘણો સમય એ તકરાર માંહી,
આવ્યો પરંતુ નહિ ચોકસ તોડ કાંઈ;
નક્કી કરે પછી વિરોધ મટાડવાને,
બુદ્ધિ કને જઈ નિકાલ કરાવવા તે,

અનુષ્ટુપ્.

ઉત્સાહે પાંચ ઇન્દ્રિયો, બુદ્ધિની સમીપે જઈ;
જણાવી સર્વ વૃત્તાંત, યાચના ન્યાયની કરી.

વૈતાળીય.

સઘળી તકરાર સાંભળી, ધીટ આશ્વાસન બુદ્ધિ આપતી;
અતિશે મીઠડાં પીયૂષથી હિતકારી વચનો સૂણાવતી.

બુદ્ધિ—સમજુ થઈ આમ શું ભૂલો! વિણુ હેતુ વિખવાદ કાં કરો?
અભિમાન સમસ્ત દો તજી, રહી સંપે લડશો નહિ કદી.
નયનો નિજ કાર્ય જે કરે, નહિ તે કિંચિત નાકથી બને;
શ્રવણેન્દ્રિય શબ્દ સાંભળે, રસના ચામડીથી ન તે બને.
નહિ અન્યનું અન્યથી બને, સહુનું કાર્ય ખરે સહુ કરે;
નથી લેશ નકામું કોઈએ, સઘળાંએ ઉપયોગી છો તમે.

અનુષ્ટુપ્.

સોનેરી શીખ બુદ્ધિની, સર્વેએ ધરી મસ્તકે;
નમીને પ્રશ્ન પૂછે છે, 'કોણ ઇન્દ્રિય શ્રેષ્ઠ છે?'

બુદ્ધિ— મંદાક્રાન્તા.

આંખો જાતાં તિમિર સઘળે સૃષ્ટિમાં માત્ર ભાસે,
ફાંફાં મારી જીવન વસમું નિર્ગમે ઉગ્ર ત્રાસે;
અંધાપાથી સુખદ મરવું અંધની દુર્દશા છે,
માટે નક્કી ઇતર કરતાં નેત્ર સર્વોપરી છે.

અનુષ્ટુપ્.

બુદ્ધિએ ન્યાય આપ્યો તે, સ્વીકાર્યો સર્વ ઇન્દ્રિયે;
સ્થાપે હર્ષે અધિષ્ટાતા, ચારે ઇન્દ્રિય નેત્રને.

(ગુ.શા.પત્ર ૧૯૧૭પૃષ્ઠ૨૭-૩૦) સાકરલાલ પુરુષોત્તમ શુકલ.

## ૪ અનસૂયા નર્મદા.

અ૦ ઋ૦—પ્રલય જગતનો હશે હવે ઓ બ્હેની! નહિ હઠ લે (૨)
રવિનો ઉદય થવા તું દે, (૨)

નર્મદા—થાય રવિનો ઉદય તો પ્રગટ પડે પરભાત.
તે સમયે મુજ નાથનો નિશ્ચે થાએ ઘાત.
તો પતિઘાતક હું જ ગણાઉં,

સકળ જગતમાં નિંદીત થાઉં,
સતી માગ શી કહી મમ હૃદય વિદારક એ (૨)
પતિ વીણુ સતી કેમ જીવે ? (૨)

અ૦ ઋ૦— ચૂકે વ્રત સાધુ, સંત જ્ઞાની,
જેથી થશે જગને બહુ હાની,
પ્રાણી માત્રનું હૃદય જીવન ના એમ ખુંચવી લે. (૨) રવિ૦
તિમિરથી સૃષ્ટિ છવરાણી,
પશુ પક્ષીની ગતિ રૂંધાણી—પ્રલય૦

નર્મદા—પતિ ગતિ સતી પ્રાણની નાથ નાવ ભવતાર,
શીર મુકુટ છે શ્યામજી ભામા પ્રભુ ભરથાર,
મળી ભક્તિ સેવાથી શક્તિ,
થશે તે શું વિદેહી વ્યક્તિ—સતી૦

અ૦ ઋ૦— લઘુ ચિત્તથી ગણુ ના મારૂં,
સકળ જગત્ ગણુ કુટુંબ તારૂં—પ્રાણી૦
પ્રેમ દયાની મૂર્તિ નારી,
બને કદી જો અત્યાચારી—પ્રલય૦

નર્મદા—પતિ ઉડે મમ ભોગથી તો થઇ મન રળીઆત.
પ્રાણ સમર્પણ હું કરૂં નિશ્ચે જાણો માત.
ધર્મ, અર્થને કામ સતીનાં,
સહુ સમાયાં એક પતિમાં—સતી૦

અનસૂયા૦— પતિ ભક્તિ તુજ સ્થાયી સાચી,
આશીષ દઉં હું મનમાં રાચી,
સુખ સંપત્તિ સંગાથ અખંડિત સદા સુહાગી રહે—રવિ૦

નર્મદા—એકનિષ્ઠ પતિ સેવના અંતર સાચી હોય.
મ્હો ફાટી રવિ પ્રગટજો સુખ પામો સહુ કોય.

## ૫ ડૉલી.

મારી ડૉલી વ્હાલી રે વ્હાલી,
રૂપે રસિક આંખો છે બે કાળી—મારી૦
માથાના વાળ ઘટ્ટમદાર છે,
લાંબા લાંબા કેવા રહ્યા ફાલી—મારી૦
ભરાવ છે મોઢું ગાલો ગુલાબી,
હંસલી જેવી ડોક છે તારી—મારી૦
લાંબા હાથો ને પગ રૂપાળા,
ઉંવા ઉંવા કરતી આ બાલી—મારી૦
રડી રડી ગઈ તું થાકી,
તને ઝુલાવું ઝોળીમાં ઘાલી—મારી૦

---

## ૬ ભણતર વિષે. પદ્ય બંધ સંવાદ.

પાત્રોઃ—મુક્તા, કાન્તા, રસિક, રમણિક વગેરે.

મુક્તાઃ—કાન્તાબે'ન આપણી સ્કૂલનો વખત ૧૧ વાગ્યાનો છે તો પણ હજુ સુધી રસિક અને રમણિક બે'ન કેમ નથી આવ્યાં? તેમનું ભણવામાં ચિત્ત જ નથી.

કાન્તાઃ—મુક્તા બે'ન પેલાં બે જણ આવે છે.

મુક્તાઃ—મને તો એ જ લાગે છે.

કાન્તા અને મુક્તાઃ— ગીત.

આવો આવો સહીઅર આ બેનડી જો, કેમ મોડાં આવ્યાં આ વાર જો;
આ રમત ટેવ તજયાં નહીં જો, નહીં ભણવામાં ચિત્ત લગાર જો. આવો૦ ૧

રસિક-રમણિકઃ—

ચૂપ પર પંચાત શી આવડી જો, લેવું લેવું નહીં મુજ નામ જો;
આ ભણવું ગણવું, ભાગ્યનું જો, મારે ઘેર હતું ઘણું કામ જો. આવો૦ ૨

**મુક્તા-કાન્તાઃ—**

વાહ ! કામ વાળાં તમે કાર્યમાં જો, આવા જુઠા શું બોલો બોલ જો,
આ હમણાં બોલાવું બે'નને જો, નહિ રહેશે તમારો તોલ જો. આવો૦ ૩

**રસિક-રમણિક—**

જાઓ, જાઓ, જાણ્યાં, તમ ઢોંગને જો, શા માટે મારો છો માર;
વાહ, વાહ, બહાદુરી આપની જો, જોયાં જોયાં તમે હોશિયાર જો. આવો૦ ૪

( કુમુદા, સુનંદા બન્નેઆવે છે અને તે શિખામણ આપે છે. )

**કુમુદા-સુનંદાઃ—**

કેમ લડો છો, સખીઓ મારી, (૨) મસ્તીમાં આવ્યાં છો ભારી, (૨)
ક્ષેશનની કરો તૈયારી (૨) શિખામણ આપું છું સારી (૨)
માન, માન, માન, બાપુ, માન, માન, માન, માન બાપુ માન.

**રસિક-રમણિકઃ—**શા શિખામણ માનું તારી, જાણું છું હું તું ભણનારી,
આવું ન આવું મરજી મારી,

**મુક્તા-કાન્તાઃ—**ઠીક, ઠીક, ઠીક.

**બધી સાથેઃ—** ( ગીત. )

શ્રી સાહેબ પધાર્યા સ્નેહથી જો, નહીં આપે પછી ઇનામ જો;
આ કજીઓ કરતાં જો જાણશે જો, છેલ્લા નંબર પુરશે નામ જો-આવો.
બેન ભલે પધાર્યા ભૂપતિ જો. આ વડાને નહીં વિકાર જો;
થજો સાહેબનો જયજયકાર જો, આપો આનંદ તાળી આવાર જો-આવો.

( મળેલું. )

## ૭ શેખ ચલ્લી.

**શેખચલ્લીઃ—**મને પાવલી મળે, મને પાવલી મળે,
શેઠની મજુરીમાં પાવલી મળે,
મરઘી એક તેની લઉં બચ્ચાં કચ્ચાં થાય,
તે વેચીને બકરી લઉં, મનને આનંદ થાય.—મને૦

બકરી કેરાં બચ્ચાં થાશે, વધશે પરિવાર;
તે વેચીને ગાય લઉં દોસ્ત દીલદાર— મને૦
સાંજને સવાર મળી શેર દૂધ આઠ,
દેશે, તેનો કેવો કરૂં જુઓ હું તો ઠાઠ— મને૦
પય–ધ'ન વેચીને દમડી લઉં,વાછરૂં વેચીને દામ ચટાચટ મને૦
ધનનો ધનેસરી હું તો કરું દુકાન—
થઈ વડો વેપારી મને ઝાઝું મળે માન— મને૦
પછી હું તો પરણવાનો વહુ ત્રહુ વિરામ,
થાશે એને છોકરો તે કાઢશે મારૂં નામ— મને૦
બાપા ઉઠો જમવાને બોલશે એક વાર,
હું ડોકું ધુણાવીશ કહીશ હમણાં નહિ યાર— મને૦
મનસુખે માથું ધુણાવ્યું ખરેખરૂં આ વાર
ફુટી ગયો ગાડવો ને .ઘી રેતી મોઝાર— મને૦

શેઠ:— (લાવણી.)

અરે કમબખ્ત, અરે કમબખ્ત, સુણ તું વાત, ખાતો જા લાત, ગાડવો મારો;
માંગીને ભૂકો કીધો, ઘાટ ઘડું હું તારો,
મારૂં સિદ્ધ, આપું નહિ રિદ્ધ, નુકસાની મારી, ભરી નહિ આપે, થાય ખુવારી—
અરે કમબખ્ત૦

---

## ૮ કોઈને છેતરવું નહિ.

પાત્રોઃ—જીવણ અને વનમાળી.

જીવણ— વનમાળી રે આજે આપણે રમીએ,
ભાઈ ચાલો ઉજાણી જઈએ,
વનમાળી— પૈસો એક નથી મારી પાસે રે,

જીવણ—　　એક આનો કમાયો આજે રે,
તે જાફત કરવા કાજે રે;
બરફી કેળાં રે આજે લાવીને ખાઈએ,
ભાઈ ચાલો ઉજાણી જઈએ—

વનમાળી--અલ્યા, આનો ક્યાંથી કમાયો રે,

જીવણ--　આજે કાછીઆને ભરમાવ્યો રે,
આપી **પહેલી** આના બે લાવ્યો રે,
એ વાત રે કોઈને નવ કહીએ,
ભાઈ ચાલો ઉજાણી જઈએ.—

વનમાળી—એક આનો પહેલીનું મૂલ્ય રે,
કેમ લીધા બે આના એ ભૂલ્ય રે,

જીવણ—　ત્રણ આના એનું કહ્યું મૂલ્ય રે,
એ શું જાણે રે બાળક એને કહીએ,
ભાઈ ચાલો ઉજાણી જઈએ.—

વનમાળી　અલ્યા લુચ્ચાઈ તેં તો કીધી રે,
એક આને ચોપડી તેં લીધી રે;
ગઈ પત તે આવશે ક્યારે,
કોણ કરશે રે વિશ્વાસ તારો આજે—
નહિ આવું ઉજાણી કાજે.

જીવણ--　ભાઈ, મારી ફજેતી ના કરીશ રે,
એનો આનો હું પાછો ધરીશ રે;
આ વેળા તું કોને ના કહીશ રે.

વનમાળી--સારું કીધું રે સારૂં ક્યારે કહીએ,
માલ પ્રમાણે કિંમત લઈએ;

હવે કોઈને નવ છેતરીએ,
એવું કામ ફરી નવ કરીએ રે;
બોધ ગુરુજીનો માની લઈએ રે.

બન્ને— રચી ગરબી રે સત્યને ગ્રહણ કરવા,
છોડી પ્રપંચ બાળ સુધરવા.
માનો ગુરુજનનો ઉપકાર રે.
બદલો વળે નહિ કો કાળ રે;
વદે અલ્પમતિ આ બાળ રે.
આવી શિક્ષા રે હમેશ ઉરમાં ધારો.
એને મનથી નહિ વિસારો.

## ૯ ઉપનયન સંસ્કારના પસંગને લગતું.

### ( રાગ. સાત સુંવાળી બડવા પાંચ લાડુડા )

મામો:— કેશરભર કફની બડવા વાળી લંગોટડી.
તમે રે નાનકડા બડવા, કયાં જાશો ભણવા બડવા–ઉભલા રે'જો.

બટુક:—આવું શું બોલો મામા આવું શું બોલો,
વહુવાના વચનો આજે શાને તરછોડો મામા !–આવું શું બોલો.

મામો:—ઉભલા રહો તો તમને પ્રીતે પરણાવું,
મન ગમતો મીઠો મીઠો લ્હાવો લેવડાવું બડવા.–ઉભલા રે'જો.

બટુક:—ભોળા મામાજી તમે ભોળું વિચારી,
અમને પરણાવી કીધો ભારત ભિખારી મામા–આવું શું બોલો.
કાચી વયે પરણાવીને રૂડું શું થાયે,
કુમળી કાયા આ મારી, વ્હેલી કરમાયે મામા !–આવું શું બોલો.

મામો:—ઉભલા રહો તો તમને હીરે મઢાવું,
ભોજનીયાં ભાવે ભાવે રૂડાં રંધાવું બડવા–ઉભલા રે'જો.

બહુક:—હીરા ન સોહે મામા બ્રહ્મચારી નેકી,
અમને તો લગની લાગી વિધવિધ વિદ્યાની મામા–આવું શું બોલો.
ઋષિની રૂઢી મામા બાળુડે વેષે,
ભણવું ને ગણવું ભાવે રહીને બ્રહ્મચારી મામા–આવું શું બોલો.
મામો:—ઉભલા રહો તો તમને ગાવડલી આપું,
દૂધડલાં દોહી દોહી પ્રેમે પીવડાવું બડવા–ઉભલા રે'જો.
બહુક:—આજે મામાજી તમે કીધી તૈયારી,
સઘળાં શાસ્ત્રોને માથે ફેરવવાં પાણી મામા–આવું શું બોલો.
મામો:—ઉભલા રહો તો મોટી મેડી ચણાવું,
હીંડોળા બાંધી તમને હરખે ઝુલાવું બડવા–ઉભલા રે'જો.
બહુક:—ઓ રે મામાજી તમે બહુ બહુ બગાડી,
જીવતર કૈં કૈનાં કીધાં ધૂળધાણી મામા–આવું શું બોલો.
ખોટી પ્રીતિનાં મોટાં બણગાં ફુંકાવી,
મૂકો મારગ ભારતની હાંસી કરાવી મામા–આવું શું બોલો.

## ૧૦ છેક નાનાં બાળકો માટે.

(૧) મારા પિતાજી મામલતદાર, (૨) તારૂં શું રંધાયું યાર.
(૩) મારા પિતાજી છે હેડ કલાર્ક. (૪) તારૂં શું રંધાયું યાર.
(૧) જડજ થઇ ને બેસું બેસ, (૩) વકીલ થઈને જીતું કેસ.
(૧) હું સિવીલીઅન થાવા જાઉં. (૨) બારીસ્ટર થઈ ઉભો થાઉં.
(૧) *સાઠોદરા નાગરના બાળ. (૨,૩) અમે સુસદી કેરા બાળ,
(૧,૨,૩) ભણીએ સૌ ગુજરાતી નિશાળ.
મહેરબાનો પધાર્યા આજ, અમને ખુશી કરવા કાજ;
ઇનામ લઈ સભાની માંહ્ય, બાળ હૃદયમાં ખૂબ હરખાય;
દે છે આશીષ બાળક સૌ, સુખી રહો સુરબ્બી બહુ.

---

* અહીં અનુકૂળતા પ્રમાણે ફેરફાર કરવો.

# ૯ કિન્ડરગાર્ટન–ડ્રિલ–કવાયત–રાસ.

## ૧ પહેલી બક્ષીસ–દડા.

સીધા સૌ બેસો હારોહાર, રમો આ રમત દડાની સાર;
રંગે[1] જુદા જુદા જુદા વરતાય, છોકરાં જોઈ–જોઈ હરખાય.
દડાનો ગોળ[2] જુઓ આકાર, જાણે લાડુ જેવો થાર;
દડો ઝાલો જમણે[3] હાથ, તપાસો ગુણ હવે સૌ સાથ.
દબાવો[4] પોચો રૂ છે એહ, તોળતાં[5] હળવો ફૂલ છે તેહ;
પછાડો[6] અવાજ તો નહિ થાય, લખોટી પેઠે ગબડી[7] જાય.
જેવી ખરબચડી ખારેક, દડાનો[8] એ પણ ગુણ છે એક;
દડા છે ઊન[9] વડે જ ગુંથેલ, બાળ સૌ કરે લઈને ખેલ.
રૂડી આ રમત રમ્યા સૌ આજ, જીવો બહુ જયોજ[10] પાંચમા રાજ.

**સૂચના:**—આ શીખવતા પહેલાં દડાના ગુણ મુકાબલાથી છોકરાંએ સમજવા જોઈએ. કવિતા સાથે ગાય તે પહેલાં દડાની વહેંચણી કરવી. બાળક તેને મળેલો દડો પોતાની સામો ગેલેરીપર મૂકે, અને ઉપરના અંક વાળો શબ્દ બોલે તેની સાથે જ નીચેની સૂચના પ્રમાણે ક્રિયા થવી જોઈએ.

૧. જુદા જુદા રંગના દડા આંગળીથી બતાવે; ૨. દડા સામી આંગળી કરે; ૩. જમણે હાથે દડો લે; ૪. દબાવી જુએ ૫. હાથમાં રાખી તોળે; ૬. પછાડે; ૭. ગબડાવે; ૮. દડાપર હાથ ફેરવે; ૯. આંગળીથી બતાવે; ૧૦. બે હાથ જોડી માથું નમાવે; આંકડાવાળો શબ્દ બોલે, તેની સાથે જ તે ક્રિયા કરે.

પુરુષોત્તમ ગોવિંદરામ ભટ્ટ મહેતાજી, રાયપુર.

## ૨ કસરત.

દરેક ચરણમાં ચાર તાળ.

રાગ. આવ રે વરસાદ, ઘેબરીયો પ્રસાદ ( એને મળતો. )

( ગમત સારૂ ટેક વારે વારે બોલવાનું રાખ્યું છે. )

આવો રે છોકરાં, કસરત કરીએ, રાજી થઈએ. ભેગાં રમીએ. (ટેક)
એક બોલતાં ઉભા થઈએ, બીજે હાથ ઉંચો કરીએ; આવો રે. ૧
ત્રણે ઉંચા બંને હાથ, ચાર વદતાં સીધા ધરીએ; આવો રે. ૨
પાંચે બંને કાને હાથ, છ સુણતાં તો ખભે અડીએ; આવો રે. ૩
સાત કહેતાં કેડે હાથ, આઠ સાંભળી નીચા મૂકીએ; આવો રે. ૪
નવ વદતામાં અદબ કરીને, દશે પાછા બેસી જઈએ; આવો રે. ૫

પ્રેમાનંદ સેવકરામ મહેતાજી વળાદ.

## ૩ બાળ કવાયત.

### ' મારી માડી ! કામો કરવાને બહુ મન છે. '

મારી માડી ! કામો કરવાને બહુ મન છે;
બહુ મન છે, મને બહુ મન છે. મારી માડી !
નાની સરખી ડોલ મળે તો, પાણી ભરી નાંખું;
સાવરણી જો આપે તું તો, ઘરમાં ચોક્ખું રાખું. મારી માડી !
"કપડાં પહેરો નીત ધોઈને," બાપુ મારા કહે છે;
ધોવા દેને, ઉજળાં રહેશે, લોકો ડાહ્યાં કહેશે. મારી માડી !
હું પ્હોંચું તેમ ખીંટી રાખે, કપડાં મારાં મેલું;
ઘડી ઘડી ના કહેવા આવું, આ મૂકી–લે પેલું. મારી માડી !
નાનું સરખું મેજ મળે તો, ખુરશી બેસી વાંચું;
હું મારો ગવાળો રાખું, ખુશી થઈને નાચું. મારી માડી !

મનમાં મારા જાણે થા તું, હું રાંધું તું જુએ;
તને જમાડી હું જમું તો, મળે નીરાંત બહુએ. મારી માડી !

સૂચના;—આ ગીત કિન્ડરગાર્ટન ઢબ ઉપર છે. એમાં લખેલાં સાહિત્ય બાળાઓને અપાવી, અભિનય સાથે તે ગવડાવી શકાશે, ( બ્રીબોધ સપ્ટેમ્બર સને ૧૯૨૩ )

રા. લીલુભાઇ ચુનીલાલ મઝમુન્દાર.

## ૪ અઠંગો ગુંથવો.

ગાજે ગગન ગરરર, ચમકે વીજળીઓ એ રાગ.

આજે આનંદ અવસર, આનંદ અવસર, રાસ રમો થેઈ થનનન;
તમે દંડીકા હાથ લેઈ, દંડીકા હાથ લેઈ, તાળ બજાવો થેઈ થનનન.
ઉર હર્ષ ધરી, બાળ સ્નેહ ધરી, આજે આનંદ૦ ૧

(સાખી) ગોળાકાર ઊભા રહી, એકી નંબર જેહ;
જમણા હાથે ઝાલજો, રંગીન દોરી જેહ.
બાળાઓ તાળ પ્રમાણે ચાલજો રે,
બાકી બેકી સર્વે રે, દોરી ડાબે કર ઝાલજો રે. આજે આનંદ૦ ૨

(સાખી) નંબર બેકી તો વળી, ફરીએ ડાબી પાસ;
જમણી બાજુ ચાલજો, નંબર એકી ખાસ.
એવી રીતે બાળ તાળ જ પાડી રે, ઉલટા સુલટી તત્કાળ, ફરીએ અગાડી રે;
ફરો સૌ બાળકો તમો, સર્વે સાથે જ નમો, તાળ પાડીને રમો,
ઘુઘરી બજાવો રૂડા નાદ ભરી. આજે આનંદ૦ ૩

(સાખી) એ રીતે ફરતાં વળી, રાસ ગુંથી રહો બાળ;
વળતી ફરજો ઉલટા, ઉકલશે તત્કાળ.
હે બાળકો દોરી બીજા હાથમાં ધરો, કરી ઉત્તમ કામ રે,
ઉલટી બાજુએ તમે ફરો, આજે આનંદ૦ ૪

# ૧૦ ભૂમિચિત્રણ-૧ ભૂગોળ ગમ્મત.

નવા ધોરણ ૩ જાના ૪ થા વિષયમાં કહ્યું છે કે: "બની શકે ત્યાં સુધી પ્રત્યક્ષ અવલોકનથી તથા માટીના અથવા બીજા નમુનાથી ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ શીખવવી અને પછી નકશામાં બતાવવી; નકશામાં ભૂતળ રચના બતાવી હોય, તે ઉપરથી દેશના ઉંચાણ નીચાણના દેખાવ તથા તેનાં સામાન્ય લક્ષણો વિષે અનુમાન કરવાનો છોકરાઓને મ્હાવરો પાડવો; (નકશાના) સ્કેલનું જ્ઞાન સ્કેલથી નકશા ઉપર અંતરો માપવાં; જિલ્લા અથવા એજન્સિની ભૂતળ વિદ્યા તથા રાજકીય ભૂગોળ; ત્યાં જે જે ઉદ્યોગ ચાલતા હોય તેમજ સ્થળો વચ્ચે વ્યવહાર ચલાવવાનાં જે સાધનો હોય તે વગેરે સુદ્ધાં ગુજરાતની સામાન્ય ભૂગોળ શિક્ષકે કાળા પાટીઆ પર દોરેલા નકશાના ખોખામાં છોકરાઓએ જગો પૂરવી."

પાર્કર લખે છે કે;-"પૃથ્વી સબંધી જેટલું દેખાડી શકાય ત્યાંથી ભૂગોળ વિદ્યાના શિક્ષણનો આરંભ કરવો જોઈએ, જ્યાં બાળકોને સમુદ્ર દેખાડી શકાય નહિ, ત્યાં સાગર, મહાસાગર, ઉપસાગર, અખાત, સામુદ્રધુની વગેરે ભૂગોળવિદ્યાના પારિભાષિક શબ્દો સમજાવવા અને તેનો વાદ કરાવવો, એ ફાયદા વગરનું શિક્ષણ છે; વળી જે ગામમાં શાળા હોય, તે ગામના ઝાંપાથી જ ભૂગોળ વિદ્યાનું શિક્ષણ અપાતું હોય ત્યારે જ તે ફાયદો કરે છે."

સરક્યુલરોમાં ખાસ ફરમાન છે કે, "ભૂગોળની શરૂઆત નકશો જમીનપર પાથરીને કરવી."

હવે આપણે એ ફરમાનને અનુસરીએ તો;-પ્રથમ નિશાળની, પછી શેરી કે મહોલ્લાની, પછી ગામની, અને પછી પ્રાન્તના નક-

શાની સમજ પાડયા બાદ કાઠિઆવાડનો નકશો નિશાળના કમ્પાઉન્ડમાં જમીન પર માપસર ચિતરવો; તેમાં હદ, નદી, પર્વત, સમુદ્ર, રેલવે, રણ વગેરેની સ્પષ્ટ સમજ અપાય તેવી ગોઠવણ કરવી * તે નીચે પ્રમાણેઃ—

હદ માટે— ભોંયમાં લોઢાની ચુંકો મારી સૂતળીનો ઉપયોગ કરવો. રાજકીય હદ કળી ચુનાથી દર્શાવવી.

નદી „ જરા ભોંયમાં ખોદાણથી વહન મુજબ લીસોટા પાડવા અને બની શકે તો તેમાં બ્લુ રંગથી દેખાવ કરવો.

પર્વત „ નાના મોટા પહાણા ગોઠવી તેવો આકાર કરવો.

સમુદ્ર „ ભોંયમાં જરા ઉંડું ખોદાણ કરી રાખવું કે, તેમાં ખેલ વખતે પાણી ભરી સમુદ્રનો દેખાવ કરાય.

રેલવે „ નળીઆંની બાજુ ઉપસેલી દેખાય અને તે એક બીજા સાથે જોડાય એવી રીતે નળીઆંના કકડા કરી ભોંયમાં દાટવા અને પૂર્વ–પશ્ચિમ, ઉત્તર–દક્ષિણ, જે તરફ રેલવે જતી હોય તેણી ગમ લાઇન દોરવી. અને તેના જુદા જુદા ફાંટા દર્શાવવા. + રેલવે લાઇનને કાળો રંગ કે રૂશનાઈ લગાવવી.

રણ „ રેતી પાથરવી ને તેમાં (રણમાં) વસ્તી વાળી જગા આવે ત્યાં હદમાં બતાવ્યા મુજબ કરવું.

---

* કાયમ રહે તેવી રચના કરવા માટે જગ્યા અને સાધનો પસંદ કરવાં,

+ નળીઆંની બાજુઓ (વક્ર અને સીધી લીટીઓ) થી અક્ષરને આંકડા બને છે માટે "કાઠિઆવાડ" એ નામ નકશાના મથાળા પર દર્શાવવા સારૂ નળીઆંના ગોળ ભાગ જમીનમાં દાટી કોરો (બાજુ) ઉપર દેખાય તેમ કરવું (કિન્ડરગાર્ટન બક્ષીસ ૮ ને ૯ મુજબ) એટલે જમીનમાં અક્ષર લખવાનો રસ્તો બાળકને બહુ ગમ્મત આપશે.

એ પ્રમાણે કાઠિઆવાડનું ખોખું (જમીનમાં છેક નાનું કાઠિ-આવાડનું સ્વરૂપ) શિક્ષકો અને શિષ્યોએ તૈયાર કરવું, પછી વિદ્યાર્થીઓને જગાઓનાં સ્થાન બતાવવાં. અને દેવદારના લાકડામાંથી લંબચોરસ કકડા કાપી તે પર શહેર, ગામ, નદી, પર્વત, બેટ વગેરેનાં નામ લખેલ તૈયાર કરવાં.

જ્યારે ખેલ શરૂ કરવો હોય ત્યારે સમુદ્ર (અરખી) માં પાણી ભરાવવું. જે કચ્છ અને ખંભાતના અખાત સુધી પુષ્કળ પાણી દેખાય, તેમાં બેટની જગાએ પાણીની ઉપર દેખાય એવા પાહાણા મૂકવા અને સમુદ્રમાં કાગળનાં બનાવેલાં વહાણને બોટો તરતાં મૂકવાં.

પછી બીજા ત્રીજા ધોરણના છોકરાઓને કાઠિઆવાડની દક્ષિણે વક્રાકૃતિમાં ઉભા રાખવા, અને દરેક છોકરાને વગર ક્રમે પેલાં નામ વાળી દેવદારની લંબ ચોરસ પટ્ટીઓ ઓછી વત્તી સંખ્યામાં આપવી. જે ગાયન (ખેલ) વખતે જે જે સ્થળનું નામ બોલાય કે તરત જ તેની ખરી જગાએ પોતપોતાને મળેલ નામમાંથી દરેક છોકરો મુકતો જશે.

પછી બે કે ત્રણ સારા રાગવાળા છોકરા નીચે પ્રમાણે ગવરાવે, તે બાકીના બધા ગાય.

ગવરાવનારાઓના હાથમાં પોઇન્ટર આપવું કે જે ચતુર્દીશા બતાવવામાં ને દૂરથી જગા બતાવવામાં ઉપયોગી થાય.

## રોળાવૃત્ત.

ચાલો બાળક આજ આપણે ગમ્મત કરીએ;
આ આખો સૌરાષ્ટ્ર [1] નિરખીને વર્ણન કરીએ. ૧
આ [2] ઉગમતો સૂર્ય દિશા જે પૂર્વ કહાવે;

---

૧ આ ખેલ કાઠિઆવાડની મુસાફરીનો દેખાવ આપે છે. ૨ પોઇન્ટર વડે સૂર્ય ઉગે છે તે (પૂર્વ દિશા) બતાવે છે.

અહીં આપણું વતન [1] સોનગઢ શહેર સુહાવે. ૨
પાસે બંદર એક [2] ભાવપુર કેરૂં ભારે;
વસ્તીને વેપાર વિષે ચડતું છે ત્યારે. ૩

જુઓ ઝુકયાં છે વહાણુ ખાડી ખંભાત તણીમાં;
અખાત એ કહેવાય પાણીની [3] વહેંચણીમાં. ૪

અરબીના બે ફાંટ કચ્છ ખંભાત ગયેલા;
આ પૂર્વે ખંભાત ઉત્તરે કચ્છ થયેલા ૫
આહા!! ત્રણે મેર આવીગો સમુદ્ર આ તો;
દ્વીપકલ્પ[4] તે થયો અસલ તે બેટ હતો તો. ૬

જુઓ મધ્ય[5] ઉંચાણુ પર્વતો ઘણાં પડેલા;
કાંઠામાં નીચાણુ નદી [6] પરવાહ વહેળા. ૭

ચોટીલો ગિરનાર શેત્રુંજો આદિક એવા;
મચ્છુ ફૂલકુ હીરણુ ભાદ્ર શેત્રુંજના વ્હેળા. ૮
ઉંચાણે વરસાદ વધુ હરદમ વરસે છે;
મેદાને રણમાંય ખામી તે દર વરસે છે. ૯
કર્તારે કરી કૃપા સમુદ્રની સગવડ કીધી;
બહુ બંદરના[7] લાભ વણજની વૃદ્ધિ કીધી. ૧૦

---

૧ જાણીતા પરથી અજાણ્યાપર જવાની રીત (અહીં સોનગઢની પટી મૂકવી.) ૨ ભાવસિંહજી (માજી મયત મહારાજા) ના નામ ઉપરથી ભાવનગર (ભાવપુર) ૩ ખાડી, અખાત ને સમુદ્ર એ (ખારા પાણીનો ભાગ) વ્યાખ્યા સમજાશે. ૪ દ્વીપકલ્પ અને બેટની વ્યાખ્યા સમજાવવી, અત્યારે કાઠિઆવાડ દ્વીપકલ્પ છે કોઈ કાળે તે બેટ હતો. ૫ કાઠિઆવાડનો મધ્ય ભાગ ઉંચાણુવાળો છે. ૬ પ્રવાહ. ૭ બધાં મોટા મોટાં બંદરો ઉપર તે તે નામની પટ્ટીઓ જુદા જુદા ઊકરા મૂકે.

જુઓ જૈનનું તીર્થ શેત્રુંજી કાંઠે શોભે;
પાલીતાણા વર્ગ બીજે સિદ્ધાચળ ઓપે. ૧૧
કરીએ આપણ સર્વ મુસાફરી નોંધ લઈને;
બહુ રહેજો હુશીયાર રેલવે સ્ટેશન જઈને. ૧૨
ધોળા નાનું ગામ જંકશન જોવા જેવું;
છે જેતલસર કેમ્પ જંકશન એ પણ એવું. ૧૩
જુનાગઢ જઈ જુઓ મહા ગિરનાર ગુફાઓ;
રાતા[1] અને સફેદ પત્થરો મળે ઘણાઓ. ૧૪
બેસો ગાડી માંહ્ય રાજકોટે રહેવું છે;
ગવર્નરી એજંટ મુખ્ય સ્થળ એ કહેવું છે. ૧૫
ભણતા [2] રાજકુમાર દીઠા શાણાને સમજુ;
ટ્રેન્ડ તણી કોલેજ મેલ ફીમેલ જ સમજું. ૧૬
જેતલસર સોરઠ રાજકોટ હાલાર કેરૂં;
જામનગર જઈ જુઓ કસબ ઉત્તમ દેનારૂં, ૧૭
મોતી કંકુ અને બાંધણી બહુ સારાં છે;
નવલખ જેવાં સ્થળો જહાં બહુ શોભાળાં છે. ૧૮
પગ [3]રસ્તે દ્વારિકાં જઈ જુનું જોવું છે;
કૃષ્ણ તણી ગાદીને ગોમતીમાં ન્હાવું છે. ૧૯
પોરબંદરે જઈ મહા દરિયો જોજોને;

---

૧ ગિરનાર ડુંગરમાંથી રાતાને ધોળા પત્થર નીકળે છે, માટે એ પર્વતનો દેખાવ એવા પત્થરથી કરવો. ૨ રાજાઓ ભણે છે તે રાજકુમાર કોલેજ. ૩ જ્યાં રેલવેનો સંબંધ નથી ત્યાં મુસાફરી પગ રસ્તે કરવાને માટે બેલ ગાડી અને રેલવે ગાડીનો મુકાબલો સહજ બતાવી થતાં સુખ દુઃખનું ભાન કરાવવું.

નવ[1] છાંડે મર્યાદ કૃતિ પ્રભુની સમજોને. ૨૦
બેસો ગાડી માંય ઉતરજો શ્રી વઢવાણે;
સ્ટેશન ઝાલાવાડ ટાઢને તડકો[2] ટાંણે. ૨૧
ભાલ[3] તણો બહુ ભાગ ભળ્યો છે તેથી તેવું;
નીપજ ગોધુમ તણી વરસ વરસાદે લેવું. ૨૨
ધ્રાંગધ્રા ઘાટ ઘણા પત્થરના સારા;
ત્યમ લખતર ને [4]થાન માટીના એથી ન્યારા. ૨૩
ખારાઘોડા અને પાટડી[5] નીપજ વાળાં;
મીઠાની પેદાશ કુવાનાં પાણી ખારાં. ૨૪
ઉત્તરમાં છે કચ્છ ઘણું જ્યાં રણુ રેતીનું;
વાહન લઇને [6]ઊંટ ધરો ડગ પછી ગતિનું. ૨૫
ઇશ્વરનો[7] ઉપકાર આપણે સર્વે જોયું;
કૃપા ન તેની હોય બને નહિ એકે એવું. ૨૬
ઓ પ્રભુ જગદાધાર અમે બહુ વાર ઉચરીએ
બેઉ કરજોડી અને તાહરૂં સમરણ કરીએ. ૨૭

---

૧ નદીઓમાં રેલ આવે છે ત્યારે તે પરનાં ગામને તે નુકસાન કરે છે, પણ સમુદ્ર તેમ નથી કરતો. ૨ ટાઢની ઋતુમાં ખૂબ ટાઢ ને ઉનાળામાં સખત ગરમી પડે છે. ૩ કાઠિઆવાડના એ ભાગને ભાલ કહે છે આ ઉપરથી ખારો પાટ, નાનો ઘેડ, ગીર, વગેરે ભાગ સમજાવાય. ૪ થાન, લખતરમાં માટીનાં વાસણ ચિનાઈ વાસણ જેવાં લગભગ બને છે. ૫ ખારાઘોડા, પાટડીમાં કુવાના પાણીનું મીઠું બને છે. ૬ રેતીના રણમાં ઊંટ વડે મુસાફરી સહેલી પડે છે. ૭ ઇશ્વરની કૃપા વિના આપણી ધારણા પાર પડે નહિ. ૮ આપણી મુસાફરી પુરી થઈ, માટે તેને સંભારીને નમવું.

## ( પગથીઉં બીજું. )

આપણે કાઠિઆવાડનાં મોટાં બંદરો જોયાં. રેલવે રસ્તે અને પગ રસ્તે મુસાફરી કરી. ઘણાં ખરાં શહેરો અને તેની જોવા લાયક જગાઓ નિહાળી તો પણ હજી કેટલાંક જાણવા જેવાં ગામ રહી ગયાં છે પણ તેની જે હકીકત આપણે સાંભળી છે અને કેટલાંકમાં બનતી ચીજો આપણે મેળવી છે; ચાલો તે સઘળી હકીકત આપણે કહી જઈએ*

**મનહરછંદ.**

મુસાફરીમાં રહી ગયાં કારીગરીનાં સ્થળ;
સિહોર તાંબા પિત્તળ તમાકુ તપાસોને;
કુંડલે કારીગરો લોઢાનો જે સામાન કરે,
બગસરે ચોફાળને ચેક બને ખાસોને.
હાથી દાંતનાં બને છે દીવમાં જે રમકડાં
[1]મહુવાનાં ભુલતાં ન ફળ ફૂલ ખાશોને
સહજ આનંદનાં છે ધામ તે ગઢડા, મૂળી
પ્રભાસપાટણ દેવ દર્શને જાશોને

---

* આ વખતે બધા છોકરાઓ પોત પોતાની પાસે જુદા જુદા શહેરની વખણાતી ચીજ ( દરેક છોકરો જુદી જુદી ચીજ ) લે છે, અને જે જે શહેરનું નામ ગાયનમાં આવતું જાય, તેમ તેમ તેવી ચીજો તે તે ગામ પાસે મૂકતા જાય છે.

૧ મહુવામાં કુદરતી બનાવટ જેવાં ત્યાંના કારીગરો ફળ, ફૂલ, મેવા વગેરે બનાવે છે માટે ત્યાંનાં ફળ ફૂલ જોઈ વિચારીને ખાવાં (ભૂલ થાય તો શરીરને નુકસાન થાય ) એ ઇસારે પણ બાળકોને સમજ આપવી.

નાગર વેલનાં પાન તણી બીડી ચોરવાડે
જાફરાબાદ જંજીરા હબશીનું ઠરે છે
ગોંડળ યુરોપી જેવી કેળવણીને મકાન
મોરબી ઝૂલતો પૂલ જોઈ મન હરે છે
કોડીનાર અમરેલી ગાયકવાડી છે ગામ
લીમડી સૂડી રંગાટ અતિ સારાં કરે છે
સવડ વાળું ને સારૂં બોધા આ પીરમ પાસ
ખારવાઓ મોટી મુસાફરી માંહી ફરે છે
નાનપણે નોંધ કરે તે સહુથી મોટો થાય
મુસાફરી[1] હરકત નોંધ માંહી ધરે છે
સાચા અનીતિવાળા તેને ફરવાની છૂટ
જુઠા હિતુરીનું[2] સાચ જૂઠ માંહી ઠરે છે
માટે શાણા બનો અને શોધો શાણા શાણા મિત્ર
પ્રમાણિક પણું રૂડી ઉત્તમતા ધરે છે

## પગથીઉં ત્રીજું.

આ પ્રમાણે થઈ રહ્યા પછી બધા છોકરા નીચેનો દોહરો બોલી ચાર વર્ગમાં વહેંચાઈ જાય એટલે ૭ પહેલા વર્ગના, ૭ બીજા વર્ગના, ૬ ત્રીજા વર્ગના, ૮ ચોથા વર્ગના, મળી એકંદર ૨૮ છોકરા જોઈએ, કેમકે ચારે ટુકડીના દરેક પાસે અકેક સ્ટેટ હોવું જોઈએ; પણ સંખ્યા કમી હોય તો ૧૪-૭. એમ પણ રાખી બબ્બે કે ચચ્ચાર ગામ આપવાથી ચાલશે.

---

૧ નાનપણથી જ નવું જાણેલું નોંધમાં લખી યાદ રાખતો રહે તે જ છોકરો મોટપ મેળવે છે. ૨ સાચાને નીતિવાનને ઘણી જાતની છૂટ મળે છે.

દોહરો

હવે વર્ગની વર્ગણી, કરીએ આપણુ આજ;
બહુ ગમ્મત દેખાવમાં, જોશે સર્વ સમાજ.

પહેલો વર્ગ,

**( પહેલી ટુકડીના સાત છોકરા )**

જુનાગઢ— ૧ લો છોકરો.

ચોપાઈ.

ઉપજ જેની સતાત્રીશ લાખ, નવાબ બાબી જેની શાખ;
આઠસો નેવું જુનાગઢ ગામ, જોર તલખી પેદાશ તમામ.

ભાવનગર– ૨ જો છોકરો

ભાવનગર પીસ્તાળીસ છસેં, ગોહિલ રાઓળ અટકે દીસે;
ઉપજ ગણાણી છવીશ લાખ, બંદરની અંદર પેદાશ.

જામનગર– ૩ જો છોકરો

છસો અને એકત્રીશ ગામ, જામનગર જાડેજા જામ;
ઉપજ એની ચોવીશ લાખ, માંહે મોતીની પેદાશ.

પોરબંદર– ૪ થો છોકરો

પાંચ લાખનું બંદર પોર, જહાં બીરાજયા'તા રણછોડ;
સો પર નવ ગામોના ભૂપ, રાણા જેઠવા તે રજપુત.

---

સૂચનાઃ—આ લેખ ઘણા વખત પહેલાં લખેલો હોવાથી સ્ટે-ટોની-ઉપજ કે ગામની સંખ્યામાં સહેજ ફેરફાર દેખાશે.

આ વર્ગની ટુકડીમાં, છોકરા છે તે દરેક પાસે અકેક સ્ટેટની (નમુનો) પટ્ટી ( સ્ટેટ, ઉપજ ને ગામ લખેલી ) હોય છે તે દરેક છોકરો ઉપર મુજબ ગાતો ગાતો મૂકે છે તેમજ અનુક્રમે બધા છોકરા પોતપોતાને મળેલું સ્ટેટ મૂકે છે–

ધ્રાંગધ્રા— ૫ મો છોકરો

સો ઉપર ઓગણત્રી ગામ, ઝાલા ધ્રાંગધ્રાનું ધામ;
પાંચ લાખ ઉપજનું સ્ટેટ, સલાટ ઘડતા જ્યાં ગ્રાનેટ.[1]

મોરબી— ૬ટ્ઠો છોકરો.

જાડેજા મોરબી ઠાકોર, આઠ લાખ ઉપજનો દોર;
સો પર છત્રી ગણતા ગામ, રણ કાઠે શોભે સ્વસ્થાન.

ગોંડળ— ૭ મો છોકરો.

સો ઉપર સુડતાળી ગામ, ગોંડળ જાડેજા સંસ્થાન;
ચૌદ લાખની ઉપજ ગણાય, વિદ્યામાં વધતું પંકાય.

[ ૧ લી ટુકડીના બધા સાથે બોલતાં એ ટુકડી સ્થળાંતર થાય છે. ]

દોહરો.

વર્ગ પહેલાનાં થયાં, સાત રૂડાં સંસ્થાન;
કુલ અખત્યારી ભોગવે, શોભાવે સ્વસ્થાન.

આ પ્રમાણે દરેક ટુકડી છોકરાવાર પોતાના વર્ગનું કામ બજાવે છે.

બીજો વર્ગ.

( બીજી ટુકડીના સાત છોકરા. )[2]

૧ લો છોકરો રાગ દેવાનંદનાં પદનો.
( તોય જાણ્યાં નહીં જગદીશને રે ! )

---

૧ ગ્રાનેટ જેવા પત્થર ઘડવાનું કામ અહીંના સલાટો કરે છે.

૨ એ ટુકડી પહેલા વર્ગના સંસ્થાનોની ઉપજ તથા ગામ અખત્યાર જણાવી ( પોતાનું કામ બજાવી પોતાની જગાએથી ખસે છે. જ્યાં બીજી ટુકડીના છોકરા હાજર થઇ બીજા વર્ગની હકીકત જણાવે છે. )

૩ દરેક ટુકડી દરેક વર્ગવાર આ પ્રમાણે અખત્યાર બતાવવા કૌંસ સાથે પદો મૂકી છે ( નમુનો ) જ, ૬,૭,૮,૯.

પાલીતાણા-પાલીતાણા ઉપજ પાંચ લાખની રે, ગોહિલ ઠાકોરનું એ સંસ્થાન
એનાં ગામ સત્યાશી ગણાય છે રે.

લીંબડી- ૨ જો છોકરો.

સ્ટેટ ઝાલા ઠાકોરનું લીંબડી રે, અઢી લાખે ચુમાળી ગામ
જેનો રંગીન બર વખણાય છે રે.

વઢવાણ- ૩ જો છોકરો.

વણુજ સારો છે વઢવાણ શહેરનો રે, ઝાલા ઠાકોર છે બત્રીશ ગામ
જેની ઉપજ ગણાય ચાર લાખની રે.

વાંકાનેર- ૪ થો છોકરો

રાજ શાખે ઝાલા વાંકાનેરના રે, જેને પૂરાં છે છોતેર ગામ
તોય ઉપજ ગણાય બે લાખની રે.

રાજકોટ- ૫ મો છોકરો.

બાસઠ ગામે ઉપજ બે લાખની રે, જાડેજા ઠાકોર રાજકોટ
જોવા જેવો છે કેમ્પ સરકારનો રે,

ગોંડળ— ૬ ટ્ઠો છોકરો

દોઢ લાખે છાસઠ ગામ ગોંડળનાં રે, તેના ઠાકોર જાડેજા કહાય
અતિ ઉત્તમ કુમમાં ગણાય છે રે.

જાફરાબાદ- ૭ મો છોકરો.

હબશીનું જે જાફરાબાદ છે રે, જેની ઉપજ પીસ્તાળી હજાર
ગામ બાર ગણાય સુબેદારનાં રે.

દોહરો

( બીજી ટુકડીના બધા છોકરા સાથે )

મંજુરી લેવી પડે, મોતની શિક્ષા માટ;
દીવાની પહેલા વર્ગ સમ, મળીયા હક સાક્ષાત

# ત્રીજો વર્ગ.

( ત્રીજી ટુકડીના ૬ ૭ છોકરા. )

રાગ પત્રીનો (અમે કહીએ છીએ તમને જેહ, તે તો જોઇને તમારો દેહ)

બાંટવા— ૧ લો છોકરો

બાંટવા બાબી મુસલમાન, જેને તાબે છે છપ્પન ગામ;
ચાર લાખની ઉપજ અને, ત્રીજા વર્ગની મોટપ તેને.

વળા— ૨ જો છોકરો

વળા ગોહિલ ઠાકોર રાણા, દોઢ લાખ ઉપજ વખણાણા;
એનાં ગામ આડત્રી ગણાય, વલ્લભીપુર જુનું જણાય.

જસદણ— ૩ જો છોકરો

ખાચર કાઠીનું જસદણ સ્ટેટ, એક લાખે છપ્પન ગામ નેટ.

સાયલા— ૪ થો છોકરો

સાયલાને આડત્રીશ ગામ, ત્યાં છે ભગત તણું વળી ધામ;
ઝાલા ઠાકોર એના ગણીજે, અધ લાખ ઉપજ ભણીજે.

લખતર— ૫ મો છોકરો

ઠાકોર લખતર કેરા છે ઝાલા, પોણા લાખની પેદાશ વાળા;
એનાં ગામ એકાવન ઠીક, પણ રસ્તે છે ચોરની બીક.

ચુડા— ૬ ઠ્ઠો છોકરો

ચૌદ હજાર ઉપજ ચુડા, ઝાલા ઠાકોરનાં ગામ દીઠાં;
ગણવાથી તે ચૌદ જ થાય, વર્ગ ત્રીજે છ એ સમજાય.

દોહરો

દસ હજારનો દંડને, સાત વર્ષની કેદ;
વીશ હજાર દીવાનીમાં, દાવા ચુકવે છે જ.

( આ ટુકડી એટલું બોલી સ્થળાંતર થાય છે )

# ચોથો વર્ગ.

## ( ચોથી ટુકડીના આઠ છોકરા )

રાગ બનજારો (ભર્તૃહરિ)

જેતપુર— ૧ લો છોકરો

ઉપજ આઠ લાખની કહાવે, ગામ એકસો ચુમાળી ભાવે રે;
જેના કાઠી વાળા શૂર, એ તો અધિપતિ જેતપુર.

મુળી— ૨ જો છોકરો

જેનાં ઓગણી ગામ ગણાણાં એક લાખે ઉપજ વખણાણા રે;
શાખે પરમાર રજપુર પૂરા, તે તો મુળીના હાકેમ રૂડા.

લાઠી— ૩ જો છોકરો

લાઠી ગોહિલ ઠાકોર વાળું, બાર ગામે ઉપજ લાખાળું રે;
દીસે જમીન માંહી રસાળું, તેમ દીઠે શોભા વાળું.

બજાણા— ૪ થો છોકરો

લાખ એકની ઉપજ વાળું, રણ કાંઠે દીઠું રઢીયાળું રે;
ગામ સત્તાવી બાબી ગણાણાં, એ તો સ્ટેટ ગણીશું બજાણા.

૫ મો છોકરો

વીરપુર— ઠાકોર જાડેજા વીરપુર કેરા, ગામ ત્રીશને ત્રણ ઘણેરાં રે;
એની ઉપજ એક લાખ કહાવે, સ્ટેટ જોઈને આનંદ આવે.

કોટડા સાંગાણી— ૬ ઠ્ઠો છોકરો

જાડેજા કોટડા સાંગાણી, એની ઉપજ લાખ ગણાણી રે.
એને દશ વધતાં ગામ આઠ. એવો નિત્ય કરીશું પાઠ.

માળીયા— ૭ મો છોકરો

ઠાકોર માળીયા જાડેજા છે, ગામ બાર જોવાની મજા છે રે;
એની ઉપજ કેરો સુમાર, થયો ગણતાં સાઠ હજાર.

પાટડી— ૮ મો છોકરો

કણુબી ઠાકોર પાટડી વાળા, મોટી મીઠાની પેદાશ વાળા રે;
એ છે સાત ગામના સરદાર, વળી ઉપજ પીસ્તાળી હજાર.

( ચોથી ટુકડીના બધા છોકરા સાથે. )

દોહરો

ત્રણુ વર્ષની કેદને, દંડ જ પાંચ હજાર;
દીવાની દાવા છેતરે, ચુકવે દસ હજાર.

---

## ૨ પૃથ્વીની મુસાફરી.

### ( એક રેસીટેશન )

નિશાળોમાં મિલાવડાના અનેક પ્રસંગ આવે છે, અને નવી સીરીઝ મુજબ કોઈ કોઈ શિક્ષક ભાઈઓ યથામતિ પ્રયાસ કરી એવા મિલાવડાને રંજન કરી, શિષ્ય શિક્ષકનો ઉત્સાહ અને આવડ જાહેરમાં લાવે છે.

સારા રાગવાળા ઉંચા ધોરણના બે વિદ્યાર્થી પસંદ કરવા, દરેકને એકેક પૉઇન્ટર આપવું; અને મિલાવડા સન્મુખ પૃથ્વીનો નકશો ટાંગી, એક ને નકશાની પૂર્વ બાજુએ, અને બીજાને પશ્ચિમ બાજુએ ઉભા રાખવા, ને નીચેનું ગાયન શરૂ કરાવવું.

રોલાવૃત્ત.

૧ ચાલો મિત્રો આજ, આપણે ગમ્મત કરીએ;
આઓ આજ ભૂગોળ, નિર્ખી દિગ્વર્ણન કરીએ. ૧

અનુકૂળ અને પ્રતિકૂળ કુદરત.

જગતકર્ત્તાએ જુઓ, કરી છે રચના કેવી ?
કો સ્થળ અધિક ઉદાર, ક્યાંક કંજુસતા તેવી. ૨

વળી કહિંજન વ્યવહાર-તણી [2]સગવડ બહુ આપી;
બીજે પર્વત તણી, આડ નાખી ઊથાપી. ૩

પૂર્વનો દિગપાળ પૂર્વ ગોળાર્ધનું વર્ણન કરે છે.

અમો [3] પૂર્વ દિગ્પાળ, પૂર્વ ગોળાર્ધ ફરીને;
વદીએ સુણશો સર્વ, મુસાફરી લક્ષ ધરીને. ૪
આ ઊગમતો સૂર્ય, દિશાને છે દીપાવે;
તે ગમ જાતાં સદા; બહુ આનંદ અપાવે. ૫

બધા કરતાં પાસિફિક મોટો, છતાં તે તોફાની નથી.

મોટો પાસિફિક. મહાસાગર જગમાંહી;
પણ તે શાન્ત જણાય, મહા-ગુણ જયમ જનમાંહી. ૬
આ પાસેનો ખંડ, એશિઆ સૌથી મોટો;
વસ્તી ને વિસ્તાર વિષે, બીજો નહિ જોટો. ૭

હિન્દનું કુદરતી રક્ષણ.

આખી દુનિયા માંહ, હિમાલય પર્વત ઉંચો,
બરફ તણો ભંડાર, દાંતનો વાળે કુચો. ૮

---

* બંનેને દિગ્પાળ કહેલા છે, પ્રથમ બંને સાથે ગાય છે. અને ચોથી કડીથી પૂર્વનો દિગ્પાળ પૂર્વ ગોળાર્ધનું સંક્ષિપ્ત વર્ણન કરે છે, પૉઇન્ટર વડે અને ચેષ્ટાથી પોતાનું કામ બજાવે છે, ત્યાં સુધી-પશ્ચિમનો દિગ્પાળ જરા દૂર ઉભો ઉભો નિરીક્ષણ કરતો હોય તેવો દેખાવ કરે છે.

૧ કોઈ સ્થળમાં સોના રૂપાની કે હીરાની ખાણો હોય છે-અને બીજે સ્થળે મુદ્દલ મીઠું પાણી પણ મળતું નથી. ૨ વેપારની સગવડ માટે મહાસાગર. બીજે ઠેકાણે વચ્ચે પર્વતો આવેલા હોવાથી એ સગવડ બંધ થઈ છે. ૩ પૂર્વ દિશાનો (પૂર્વ ગોળાર્ધ)નો દિગ્પાળ(મુસાફર.)

હિન્દ તણો મહાકોટ, શત્રુને છે અટકાવે;
મહાવિકટ હિમયુક્ત, વીરનું હૃદય ડગાવે. ૯

અસલના આર્યો જેને પવિત્ર કહેતા આવ્યા અને વસવાટ કીધો તે ભૂમિ.

પવિત્ર [1]ભૂમિ છે અહીં, આર્યની જેહ કહાવે;
ત્યાં નદ ગંગા અને, બ્રહ્મનાં મૂળ જ આવે. ૧૦
વસ્તી દુનિયા પરે, પ્રથમ અહીંથી કે કહે છે;
ભૂસ્તરવેત્તા તણી, સાક્ષીમાં એમ ઠરે છે. ૧૧
અહીં કાસ્પીઅન એક ખારૂં મોટું દુનિયામાં;
દોઢ લાખ માઇલ, ક્ષેત્રફળ થયું ગણ્યામાં. ૧૨
આ એડન બંદરે; [2]વિલાતી બોટ ઠરે છે;
આવતી ને વળી જતી, અહીં વિશ્રામ કરે છે. ૧૩
આ યેરૂસાલેમ, ઈશુ છે અહીં મરાણા;
વળી ખ્રિસ્તીસન ત્રીશ, યાહુદીથી સપડાણા. ૧૪

રાજનીતિ નબળી તે દેશ નબળો.

જૂનો [3]તુર્કસ્તાન, રાજનીતિ નબળી ભાળી;
લાંચ અને અન્યાય તણી ત્યાં સીમા વાળી. ૧૫

જેની રાજનીતિ ઉત્તમ અને જે સતત ઉદ્યોગી તે દેશ બળવાન.

જો જો આ [4]જાપાન, છેક નાનો પણ મોટો;
વિદ્યા હુન્નર તણો, નથી ત્યાં કાંઈ તોટો. ૧૬

---

૧. આ જગાને અસલથી આર્યો પવિત્ર ભૂમિ કહેતા આવ્યા છે. (જ્યાં બ્રહ્મપુત્રા અને ગંગાનાં મૂળ છે તે પ્રદેશ.) ૨. વિલાયતી (વિલાયત જનારી). ૩ તુર્કસ્તાનની રાજનીતિ સારી ગણાતી નથી. ૪ જાપાન નાનો છે છતાં બધી રીતે બળવાન્ દેશ ગણાયો છે.

વસ્તીના વધારાથી દેશ બળવાન્ ગણાતો હોત તો ચીનદેશ બધા કરતાં બળવાન્ ગણાત.

દુનિયાની વસ્તીનો, ભાગ ત્રીજો છે ચીને;
અફીણે વાગ્યો બાણ, ચાલીયા[1] જૂને ચીલે. ૧૭

તાતારી ભય થકી, ભીંત બાંધી મોટી છે;
ન મળે બીજે ક્યાંઈ, ખાઈ એવી ખોદી છે. ૧૮

ચીનનો હુન્નર જૂના વખતથી જાણીતો છે, એ દેશે અગમ-ચેતી વાપરી શત્રુને અટકાવવા કોટ બાંધી ખાઈ ખોદેલી હજી મોજુદ છે.

ખલાસી–હોકાયંત્ર, કળા સૌ પ્હેલી અહીંથી;
દાંતનું કોતરકામ, ચીન વાસણ પણ જહીંથી. ૧૯

આર્યભૂમિ કે હિન્દ, દેશ છે બહુ રસાળો;
હીરા મોતી અને, ખેતીમાં અતિ કસાળો. ૨૦

મુંબઈ મોટું શહેર, એશિઆ માંહી ગણાતું;
વેપારીના યોગ વડે, બહુ જે વખણાતું. ૨૧

જ્યોતિષીઓ અને પંડિતોનું ખાસ સ્થાન.

ઉજ્જન [2]જ્યોતિષી આર્ય, પ્હેલું રેખાંશ ગણે છે;
વિક્રમ કેરૂં શંહેર, ઘણું પ્રખ્યાત ઠરે છે. ૨૨

કુદરતની કૃપા.

---

૧ ચીનનું રાજ્ય મોટું છતાં જૂના રીતરિવાજને વળગી ચાલવાથી ને અફીણ જેવા વ્યસનથી ઉચ્ચતા મેળવી શક્યું નથી.
૨ જૂના વખતમાં પહેલું રેખાંશ ઉજજન ગણાતું.

ચેરાપુંજી અહીં, અધિક વરસાદ પડે છે;<br>
પન્ના ને દક્ષિણ, હીરા માણેક જડે છે. ૨૩

જુની કારીગરી વાળું દિલ્હી ને તેનો જીર્ણોદ્ધાર.

દિલ્હી હિન્દનું તખ્ત, ઓળખાતું મોગલથી;<br>
જોવા જેવું બન્યું, કૈસરેહિન્દ અમલથી. ૨૪

હિન્દનું હાલનું પાયતખ્ત.

હુગલી તીરે રાજ્ય, રૂડું શોભે કલકત્તા;<br>
હિન્દ તણા હાકેમ, ગવર્નર જનરલ સત્તા. ૨૫

આન્દામાનમાં પોર્ટબ્લેર.

સમુદ્ર પારની સજા, કહે કોઈ કાળું પાણી;<br>
આ પોર્ટબ્લેર તે આજ, સજાની હદ જ્યાં વાળી. ૨૬

સિલોન, લંકા કે સિંહલદ્વીપ.

સિલોન લંકા જુઓ, બેટ છે જે સોનાળો;<br>
રાવણ કેરો દ્વીપ, કીમતી નીપજ વાળો. ૨૭

હિન્દમાંથી યુરોપમાં જવાનો જૂનો લાંબો માર્ગ.

જૂને રસ્તે[૧] થઈ, સહુજન યુરોપ જઈએ;<br>
મોટું લંડન શહેર, જોઈ બહુ રાજી થઈએ. ૨૮

નામદાર શહેનશાહ બિરાજે છે તે મહાન્ ને ભવ્ય લંડન.

દુનિયામાં સહુ થકી, શહેર મોટું એ કહાવે;<br>
અર્ધક્રોડ વસ્તીથી, વિશેષે છે દીપાવે. ૨૯

અર્વાચિન ૧લું રેખાંશ ગ્રીનિચ.

ગ્રીનિચને ઇંગ્લિશે, પ્હેલું રેખાંશ ગણ્યું છે;<br>
સુતરાઉ માલનું મથક માન્ચેસ્ટર થયું છે. ૩૦

---

૧ ત્રણ માસનો રસ્તો (કેપ આવ ગુડ હોપનો.)

ઉત્તમોત્તમ બાંધણી વાળું પારીસ.

ફ્રાન્સે રૂડું પારીસ, યુરોપી શોભા જહીં છે;
આ જીબ્રાલ્ટર જુઓ, મકેટો ફક્ત અહીં છે. ૩૧

ખૂબીદાર કુદરતને સૂર્યની બે માસ હાજરી.
આ છે હામર્ફેસ્ટ, સૂર્ય બે માસ પ્રકાશે;
સ્વીયેજનાં ઘડીઆળ, લઈ સૌ રાજી થાશે. ૩૨

કુદરતને કબજે કરનાર બુદ્ધિબળ.
આ હોલાંડ નીચાણુ, વળે દરિયાનાં પાણી;
અટકાવત કરી વસે, [1]વહાણવટી રૈયત શાણી. ૩૩

ઠંડા દેશનાં પશુ પક્ષીઓ.
રેનડીયર ને ગરુડ, વિષ્ણુનું વાહન કરાવે;
લાપૂલાંડ જૈ જુઓ, ઠંડી જ્યાં અધિક અપાવે. ૩૪

કુદરતી આફતવાળાં સ્થાન.
વીસુવિયસ હેકલા, ભયંકર પર્વત બાળ્યા;
જન ધન કરતા નાશ, સૃષ્ટિના ઘાણુ જ વાળ્યા. ૩૫

છાપખાનાનો અને ખીસાનાં ઘડિઆળનો શોધક જર્મનિ છે.
છાપખાનું મૂળ પુરુષ, મેટ્રેજ છે જર્મનિ;
ગોટેનબર્ગનું ગામ, કળા વૉચની જર્મનિ. ૩૬

રાજા પ્રજાનો આવી જાતનો પણ આનંદ હોય છે.
મણ એકાદશ સહસ્ર, ઘંટનું વજન ગણાણું.
મૉસ્કોમાં એ ઘંટ, અવાજે જે વખણાણું. ૩૭

---

૧ હૉલાંડની જમીન નીચાણુવાળી હોવાથી દરિયાનું પાણી દેશમાં આવે છે, તેનો અટકાવ કર્યો છે.

## આફ્રિકા.

કુદરતે બનાવેલો દ્વીપકલ્પ, તેને હુન્નરી અને શક્તિમાન: મનુષ્યોએ બેટ બનાવી સગવડ વધારી છે.

આ મોટો છે ખંડ, હવે તે બેટ ગણાતો;
જંગલી જાતો થકી, અતિ અપ્રસિદ્ધ જણાતો. ૩૮

કુદરતની અવકૃપા.

બહુ મોટાં રણ વળી, તાણ વરસાદ તણી છે;
જંગલી જાતો થકી, મુસાફરી બીક ઘણી છે. ૩૯

આ મોરસીયા ખાંડ વાળું મોરસ તપાસો;
સહરાના રણ માંહિ, કરો નહિ કદીયે વાસો. ૪૦

આ ઇજિપ્તમાં કદી, નથી વરસાદ વરસતો;
નીલની રેલે પાક, બને કુદરતથી રસ્તો. ૪૧

નવીન રિવાજ.

લશ્કરી નોકરી સ્ત્રીઓ કરે છે ડાહોમીમાં;
રીત રિવાજ નવાઇ, કુદરતે નથી કલ્પ્યામાં. ૪૨

નવા શોધ કરનારા વીર પુરુષો જિજ્ઞાસામાં જીવ સરખો વહાલો કરતા નથી.

નામાંકિત નર મુઆ, વિકટ રસ્તે જાવામાં;
ડૉક્ટર લૅવિંગ્ટન અને, સ્પીક શોધકર્તામાં. ૪૩

---

## અમેરિકા.

પશ્ચિમનો દિક્પાળ પશ્ચિમ ગોળાર્ધનું વર્ણન કરે છે.

ઓ આવ્યો દિક્પાળ, આથમણ દિશાને ફરીને;
શું લાવ્યો સંદેશ, પૂછીયે ફરી ફરીને. ૪૪

કયમ ધ્રૂજે છે કાય, અહ્યા શું વીત્યું કહે છે;
શ્રમથી બેઠા સૂર, જણે બ્હા હિમ્મત જેને. ૪૫

તો પણ ઇશ ઉપકાર, જીવતો આવ્યો મળવા;
વાંચું મ્હારી નોંધ, તમારા ગર્વો ટળવા. ૪૬
મ્હાસાગર ગંભીર, પાસિફિક શાન્ત હતો તો;
વ્હાણ મુસાફર લોક, નથી જો તે નડતો તો. ૪૭
જોવા જેવું અહીં કુદરતે બહુ સરજ્યું છે;
પૂર્વના ગોળાતણું, સુખ સહુ સમર્પીઉં છે. ૪૮

નામાંકિત વહાવટી કોલંબસ અને તેણે શોધેલો ઉધાગી અમેરિકા.

અમેરિકાખંડની, શોધ કોલંબસ કીધી;
ચૌદ બાણું ઇસ્વીથી, ખરે બહુ ખબરો દીધી. ૪૯
અમેરિકાના લોક, નવીન ઉદ્યમમાં મચીઆ;
સત્તર બ્યાસી માંહી, સ્વતંત્રપણે જઇ વસીયા. ૫૦
સોનારૂપા સમી, કિંમતી ધાતુ જડે છે,
નવા હુન્નરો અને, હિકમતો નવીન કરે છે. ૫૧

અમેરિકાની પશ્ચિમમાં તોફાની પવન વખતે નુકસાન થાય છે.

પશ્ચિમ દિશાનો પવન, અહીં તોફાન મચાવે;
પણ નિયાગરા ધોધ, અતિ આનંદ અપાવે. ૫૨

કુદરતની કૃપા.

આ બ્રાઝિલ જ દેશ, હીરા ને સોના વાળો;
તેમ કાનડા તણું, લોહચુંબક જે ભાળો. ૫૩

દરિઆમાં લાકડાનાં ઘર કરી રહેનાર.

ગિયાના જ્યૉર્જ ટાઉન, કાષ્ઠનાં ભુવન કરે છે;
ત્યમ પારાગોનીયા, જંગલી લોક કરે છે. ૫૪
ગંદુ કાય્યેન ગામ, ફ્રેંન્ચ ગિયાના જો જો;
કાળા પાણી તણી, ફ્રાન્સની હકુમત સમજો. ૫૫

સિંકોના વૃક્ષની, છાલનું ક્વિનૈન કરે છે;
પેરૂમાં ચાસકો, સપાટી ઉંચ કરે છે. ૫૬

---

## આસ્ટ્રેલિઆ.

સહુથી મોટો બેટ, આસ્ટ્રેલિઆ અહીં છે;
ન્યુહૉલાંડ નામ, ઓળખાતો પ્રાચી છે. ૫૭
જણાય જંગલી લોક, સુનાની ખાણ ઘણી છે;
હસતું કાંગારૂ ત્યાં, પશુની જાત ઘણી છે. ૫૮
કોપેલી કુદરતમાં પણ માણસો શાન્તિથી રહે છે
જાવામાં ચાલીશ, પર્વતો જ્વાળાવાળા;
મનુષ્ય ખોપરી તણી, ઢાક[2] પ્હેરે જ્યાં માળા. ૫૯

### દોહરો.

ઈશ્વરની કુદરત તણો, આ ટુંકો ઇતિહાસ;
સંક્ષેપે સમજાવવા, કરિયો કંઇક પ્રવાસ.
ઈશ્વરની કરુણા વડે, સર્વે સિદ્ધ કરાય;
ટુંક મુસાફરી પૂરણ તે, પ્રભુ કૃપાથી થાય.

લેખક—ગિરિજાશંકર કરુણાશંકર ભટ્ટ, પચ્છેગામ.*

---

૧ અમેરિકાખંડની મુસાફરી કરી આવનારને શ્રમ લાગવો જોઇએ માટે તેવો દેખાવ કરે છે. ૨ ઢાક નામે જાત માણસની ખોપરીની માળા કરી પહેરે છે. (એ જંગલી રીત.)

*આ લેખના લેખક શ્રીયુત્ ગિરજાશંકર કરુણાશંકર ભટ્ટ (પ્રશ્નોરાનાગર, નિવાસસ્થળ-પચ્છેગામ તાબે સોનગઢ સિવિલ સ્ટેશન કાઠિયાવાડ એજન્સિના કેળવણી ખાતામાં ટ્રેન્ડ ઉત્સાહી અને અનુ-

# ૩ ગુજરાતની મુસાફરી.

( ધોરણ ૩ ના માટે )

રાગ—મિત્રો નીતિની શિખામણ સર્વે પાળજો રે—
ભાઇઓ, સહુ મળી ચાલો ફરીએ ગુર્જર દેશમાં રે,
પ્રથમ રાજનગર રૂપાળું અસલી શહેર;
જીવે ત્રણ તારો પર વડા અહીં વેપારીઓ રે...ભાઇઓ ૧

---

ભવી શિક્ષક હતા, તેમનો અનુભવ અને અનુકરણ શિષ્ય–શિક્ષકને માર્ગદર્શક અને પ્રશંસનીય હોવાથી તેમના સંબંધી કંઇ હકીકત જણાવી છેઃ—

તેઓ કાઠિ૦ એજન્સિના કેળવણી ખાતામાંથી ૫૫ વર્ષ હકથી અને ૫ વર્ષ એક સ્ટેન્શનથી મળી ૬૦ વર્ષ નોકરી કરી રિટાયર્ડ થયા છે.

શાળાની કામગીરી સાથે ફાલતુ વખતમાં છપનીઆ દુકાળમાં ૧૯૬૮, ૧૯૭૨ નાં વર્ષોમાં અનાથોને અનાજ, અવાચક પ્રાણીને ઘાસ ચારો વગેરે અપાવવામાં આગળ પડતો ભાગ લીધો હતો.

'મારી નિશાળ, મારા વિદ્યાર્થી, મારૂં ખાતું' એ ભાવ શાળાની નોકરીથી ફારગ થતાં સુધી તેમજ અદ્યપર્યંત તેમનામાં સતત ચાલુ રહેલા છે. તે તેમના લેખો અવલોકવાથી સાબીત થાય છે.

તેમની ધાર્મિક ભાવનાઓ પણ તીવ્ર અને પ્રશંસનીય છે, રિટાયર્ડ થયા પછી પણ ધર્મક્ષેત્ર કાશીપુરીમાં વિશ્વનાથ મહાપ્રભુનાં દર્શન તેમજ અન્ય યાત્રાળુ તીર્થપર્યટન એક ભુક્ત રહી શ્રદ્ધા અને ભાવિક ઉત્કટ ભાવનાથી કરેલાં છે.

હાલમાં પણ તેઓ નિસ્પૃહી પણે "શ્રી નંદકુંવરબા અનાથાશ્રમના સેક્રેટરિ" તરીકેની સેવા બજાવે છે.

પાટણ જઇએ પ્રેમથી સુડી પટોળાં કાજ,
પંચાસરા પારસ મહીં જુઓ રાય વનરાજ;
ત્યાંથી સિદ્ધપુર જઇને કુમારિકે કરી સ્નાન ને રે...ભાઇઓ ૨
આબુગઢ રળિયામણો દેલવાડું દેવધામ,

અંબામાતાએ જતાં રાણો લે છે દાણ;
ત્યાંથી ગાડી બેસી જોવો સોરઠ દેશને રે.....ભાઇઓ૰ ૩
સોરઠની લાડી અને ઘોડી બહુ વખણાય,

જામનગર મોતી સુડી વળી કંકુ બહુ થાય......
જાવું દરીઆમાર્ગે ગોમતીસ્નાને દ્વારકાં રે....... ભાઇઓ૰ ૪

સોમનાથ પાટણ જુનું ત્યાંથી જઇશું ગીર,
સિંહ વસે આ દેશમાં નજીક અમરેલી;
પછી તો પાલીતાણે ભાવનગર બંદર પછી રે...ભાઇઓ૰ ૫

સુધારો સારો કરે શાણા ત્યાંના રાય;
[૧]મંદિર કેળવણી તણું અહીંનું ઠીક ગણાય;
બેસી આગબોટમાં પુરાણુ ખંભાતે ગયા રે.....ભાઇઓ૰ ૬

કાળી ધરતી ભરૂચની કપાસ અનગળ થાય,
લોક શોખીલા સુરતના વિવેકમાં વખણાય;
અહીં તો ઉદવાડામાં પારસીની અગિયારી છે રે ભાઇઓ૰ ૭

---

૧ ભાવનગરમાં કેળવણી મંદિર એટલે કોલેજ (શામળદાસ કોલેજ)

સૂચના:—પાઠ વધારે આકર્ષક કરવા માટે:—૧ ગુજરાત પ્રાંતનું માટીનું મોડલ લોઢાના પતરામાં બનાવવું. ૨. કવિતામાં આવતાં સ્થળ, નદીઓ, પર્વતો વગેરે મોડલમાં બતાવવાં. ૩ દરેક છોકરો એકેક સાખી બોલે ને પછીથી ત્રીજી લીટી વધારા સાથે બોલે.

ગોળ ખાઓ ગણુદેવીનો ઊના કુંડ ઉનાઇ,
દર્શન રેવાજી તણાં ચાણોદે કરી લેઇ;
પછી તો ગાયકવાડી રાજનગર રહેવું ઘણું રે... ભાઇઓ૦ ૮
સયાજીરાવ સરકાર બહુ સારા રાય ગણાય,
મહેલ કમાટી બાગ ને સ્વારી દશેરે થાય;
જો પછી ભાવ થશે તો સેવ સુંવાળી ખાઇશું રે–ભાઇઓ૦ ૯
પાવાગઢ પ્રખ્યાત છે મહાકાળીનો વાસ,
ભૂલા પડેલા પથિકને ભીલોનો બહુ ત્રાસ;
અહીંનાં સાગ, મકાઇ, મહુડાં બહુ વખણાય છે રે–ભાઇઓ૦ ૧૦
જાત્રા રણછોડરાયની કરીં જઇશું નડિયાદ,
મુલક ચરોતર આ બધો તમાકુનો બહુ પાક;
અહીંના અમીન લોકો ભણ્યે ગણ્યે હોશિયાર છે રે–ભાઇઓ૦ ૧૧
બહુ દિવસ ફર્યં ફર્યં કર્યું ઘેર જવા મન થાય.
અહેમદાવાદ આગળ થઇ રાજનગર પહોંચાય;
મળીને સગાં સંબંધી હરખ્યાં અપરંપાર છે રે–ભાઇઓ૦ ૧૨

ગુ. શા. પત્ર ૧૯૨૨ પૃષ્ઠ–૭૦ માર્ચ. } રા. કુબેરદાસ શીવદાસ પટેલ હેત્રોજ



# ૧૧ આવકાર—સ્વાગતનાં ગીતો.

૧

ભલે પધાર્યાં ભાવથી, શાણા સજ્જનો આજ;
દર્શનથી પાવન થયાં, બાળક સર્વે આજ.

૨

થયા છો રે સૌ શિક્ષક ભેળા પ્રેમ ધરી આજે, (૨)
નવ નવ રંગે, રંગે ચંગે, મળીઓ અહીં સમાજ. (૨)
કરી ગ્નાતા, પિતુ માતા, ગુણ ગ્નાતા, સુખદાતા—
ગુણીયલ છો, ગંભીર ગુણવંતા તનય તણા કાજે. થયા છો રે—
નીત નીત નૌતમ નવીન કળાઓ, વેરો સદ્દગુણ વાસ;
ધન્ય તમને, સુખ અમને, પ્રભુ દેશે, રાજી રહેશે.
નિર્વિઘ્ન તમ કાર્ય ફળો, ઈશ્વર અનુકૂળ આજે. થયા છો રે—

૩

પ્રણામ છે આ વાર સભાસદો પ્રણામ છે આ વાર,
અમ બાળકોને આપે પધારી (૨) કર્યો મોટો આભાર સભાસદો.
આજનો દિન તો રૂડો ભાસે છે, થાશે જય જયકાર; ,,
પૂરણ પ્રેમે બાળકો વિનવે (૨) રહેજો રાજ નિરધાર. ,,
શોભા આજની સુંદર બની છે (૨) તન મન અતિ હરખાય; ,,
મહારાજા મહેર કરીને (૨) આપ્યાં છે સુખ અપાર. ,,
અમ બાળકોનાં કષ્ટ કાપીને, (૨) આપી છે શાંતિ અપાર. ,,

૪

( ડરમાં તું દિલ સાથ, છોકરા ડરમાં તું દિલ સાથ એ રાગ. )
આનંદનો દિન આજ અમારે, આનંદનો દિન આજ;

ખુશ થઈએ જોઈ સમાજ......... અમારે, ૧
પ્રભુ કૃપાળુ દીલ દયાળુ, અર્જ અમારી તું લક્ષમાં લઈને,
વિઘ્ન કર તું દૂર શાંતિ તું દઈને, સમાજ કાર્યને પાર ઉતારો.
આધાર એક છે ઈશ તમારો, શિક્ષક-સમાજનો જય જય જય
વધાવીએ પુષ્પથી સકળ સમાજ—અમારે આનંદ. ૨

૫

( ક્યાંથી આ સંભળાય, મધુર સ્વર ક્યાંથી આ સંભળાય એ રાગ. )
આનંદનો દિન આજ, અમારે આનંદનો દિન આજ,
હર્ષિત સર્વ સમાજ, અમારે આનંદનો દિન આજ,
કેળવણીનો બાગ ખીલ્યો આ, (૨) રાયતણું શુભ કાજ. અમારે૦
દાન વિદ્યાનું અમને દો છો (૨) પિતાજી છો શિરતાજ અમારે૦
અમે જાણીએ તે સૌ સુખ સારૂ (૨) ભણી ગણી તૈયાર. અમારે૦
ગુરુએ ભણાવ્યા તેની નિરીક્ષા (૨) કરી પૂરણ કર્યું કાજ. અમારે૦
સર્વે રિદ્ધિ સિદ્ધિ પામો (૨) રાય પ્રતાપી મહારાજ; અમારે૦
ઈશ્વરસ્તુતિ સર્વે કરીએ (૨) રહો અચળ આ રાજ. અમારે૦

## ૬ શુભ અવસર.

( રાગ માઢ. )

શુભ અવસર આજે, મંગળ કાજે, સજ્જનો સા મળ્યા;
વાજિંત્ર વાજે, શિશુગણ ગાજે, શોક તો ટળ્યા.
વિવિધ ભાષામાં પદ ગવાય છે, મધુર કંઠથી જેહ.
નીતિ સુવિદ્યાની શિક્ષા જણાવી, સદ્ગુણ પ્રેરે છે તેહ રે. શુભ૦ ૧
શિશુ હૃદયે આનંદ અતીશે, પારિતોષિક વ્હેંચાય.
મગ્ન બાળકોનાં મુખ નિહાળતા, સજ્જન મન ખેંચાય રે. શુભ૦ ૨

દિકર જોડી, સૌ શિશુ માગો, આરાધી જગરાય.
આવા સમારંભ પ્રતિવર્ષ આવે, સરસ્વતી જય થાય રે. શુભ૦ ૩

## ૭ હર્ષગીત.

(રાગ—પાટણના નૃપ નથી તુજ મ્હેલે પદમણી નારી.)
આનંદ આજે અતિ ઉર વ્યાપ્યો, પ્રગટી મંગળ માળ.
ધન્ય દિન સફળ ઘડી પળ આજ, ઉગ્યો સુવર્ણ સમો રવિરાજ,
મળ્યો છે સુંદર સરસ સમાજ, શાન્તિ વરસી રહી અપરંપાર—આનંદ.
જાણો નિજ પુર તણી જો દાઝ, વધારો આ મંડળની લાજ;
કરો શુભ કેળવણીનો સાજ, જેહ પર ઉન્નતિનો આધાર—આનંદ.
ચાહો જો થાવા આબાદાન, દીઓ કન્યાઓને સુજ્ઞાન;
ગ્રહે ગુણ બાળક માત સમાન, કરો સદ્‌વિદ્યાનો વિસ્તાર—આનંદ.
હશે જો માતાઓ ગુણવાન, કેળવશે રૂડી રીતે સંતાન;
થશે તેઓ વિનયી વિદ્વાન, ખરેખર સુધરશે સંસાર—આનંદ
જ્ઞાન સમ અવર ન જગમાં દાન, જ્ઞાન છે અખુટ દ્રવ્ય નિદાન;
જ્ઞાન જાવા મોક્ષે વિમાન, જ્ઞાન છે ભવજળ તારણ હાર—આનંદ.
અરજી અમ અંતરમાં ધરજો, સખાવત તે કાજે કરજો;
અમારી વ્હારે સંચરજો, વદે મુખ માણિક્ય જય જયકાર—આનંદ.
પેથાપુર વિદ્યાર્થીમંડળ કાર્યાલય, તા. ૧૧-૬-૧૩.

## ૮ વિદાયગીરી.

રાગ—હું તો પ્રેમની જોગણ પિયુને શોધવા ચાલી.
અમો સૌ રંકને ઘેરે, પધાર્યા આજ મેમાનો;
પધાર્યા આજ મેમાનો, દીધા ના કાંઈ સન્માનો—પધાર્યા.
પાવન કર્યું અમ આંગણું, ગાઈએ શા યશોગાનો;
આતિથ્ય જેવું તેવું અમ પણ, હૃદયથી માનો—પધાર્યા.

ભાવ રૂપી જમશીજી ખટરસ, મધુર પકવાનો;
સ્નેહના ફૂલહાર તોરા, મુખવાસ પ્રેમ-પાનો—પધાર્યા.
શુભ પ્રસંગે પધારજો, ગુણ રત્નની ખાણો;
કહે માણિક્ય તમ આધાર, અમને આપના જાણો—પધાર્યા.

પેથાપુર વિદ્યાર્થીમંડળ કાર્યાલય. F. D. Mehta
તા૦ ૧૧-૬-૧૩. ઑ૦ સેક્રેટરી. 'પેથાપુર વિદ્યાર્થીમંડળ.'

## ૯ આવકાર.

ધન્ય પ્રેમે પધાર્યા સજ્જનો, આનંદકારી દીન આજનો. (૨) ધન્ય૦
આવાગમનથી આપ, સ્નેહ વધીઓ અથાગ,
કર્યાં પાવન શાળાદ્વાર, કીધો સફળ અવતાર.
આનંદ અબ્ધિ રેલવાનો............ ધન્ય૦ ૧
મંડપ શોભાવાને કાજ, તસ્દી આપી અમે આજ;
શુદ્ધ આણી દીલદાઝ, ક્ષમા કરો શીરતાજ
હેમમય રવી ઉગીયો આજનો............ ધન્ય૦ ૨

( મળેલું. )

## ૧૦ સ્વાગત.

( અમે તો આજ તમારા બે દિનના મેમાન—એ રાહ )

પધારો સ્નેહ ભર્યા અમ, મનગમતા મહેમાનઃ (૨)
સ્વાગત કરીએ સ્નેહ સુમનથી, મનમાં ભાવ અપારઃ
ભાવ થકી સત્કાર કરંતાં, આવે હર્ષ અપારઃ— પધારો.
ચરણ પુનિત તમ, દ્વાર અમારાં, પાવનકર નીરધાર;
સજ્જન સંગત લાભ મળ્યો તે, અમને આનંદકારઃ— પધારો.
દુર્લભ તમ દર્શનથી થાતાં, કિલ્મિષ શાંત અપારઃ

ભાવ ભર્યાં મહેમાન અમારા સ્વીકારીએ સત્કારઃ
પધારો સ્નેહ ભર્યાં અમ, મનગમતા મહેમાન.

(ગુ. શા. પત્ર ૧૯૨૩ પૃષ્ઠ. ૨૯૩).

## ૧૧ સત્કાર ગીત.

### કલ્યાણ.

પધારો અમારાં મોંઘેરાં મેમાન, (૨)
ભાવ ભર્યાં દઈએ અનેરાં સન્માન.
પુનિત ચરણ આપનાથી, પુનિત થયું સ્થાન આઃ
સજ્જનના સંગયુક્ત, ભાગ્યશાળી સ્થાન આ.
દર્શનથી હર્ષપૂર્ણ હૈયાં છલકાય આ,
દોષ રહિત શુદ્ધ સ્નેહ, નયને, જણાયે—
સ્વીકારો અમારૂં સાચું એ સન્માન,
ભાવનાનાં ભૂખ્યાં પધારો મેમાન. પધારો.

## ૧૨ મેમાનને સન્માન.

### ભૈરવી.

આવો મીઠડાં મેમાન,
કરીએ આપનાં સન્માન. (૨)
હૈયામાં વસેલું વહાલ,
ધરીએ આપને મેમાન. આવો૦
પ્રેમ વિનાનાં માન નકામાં, લૂણ વિહોણાં ધાન;
પ્રેમયુક્ત સન્માન મજાનાં, તે દઈએ મેમાન;
ભૂખ્યાં ભાવનાં મેમાન,
કરીએ સ્નેહનાં સન્માન. આવો૦

(ગુ. શા. પત્ર.) સાકરલાલ પુરુષોત્તમ શુકલ ગોધરા.

## ૧૩

ભલે મહેરબાનો, ભલે સૌ પધાર્યા;
અમારા ઉમંગો અતિશય વધાર્યા.
અમો બાળકોને, કર્યા ખૂબ રાજી;
ઘણું જીવજો, રાજકર્ત્તા પિતાશ્રી. ૧
મકાનો રૂડાં માંહિ સામાન તેવા;
અમારા નશીબે, મળ્યા રાય એવા.
પ્રજાને પ્રજા જાણતા હે દયાનિધિ,
ઘણું જીવજો, રાજકર્ત્તા પિતાશ્રી. ૨

## ૧૪ ઉપકાર.

ઉગ્યો દિન રૂપાળો, આ ઉજમાળો, આનંદ ઉર ન માય;
x x અમ આંગણે આવ્યા, સફળ થયો દિન આજ:
હેતે વધાવી પ્રીતે ઉજવીએ, સંભારી ગુણ અથાગ.........ઉગ્યો૦
આજનો દહાડો જાણે સોનાનો, આનંદનો નહિ પાર;
ઇનામ આપવા આપ પધાર્યા, થયો અતિ ઉપકાર.........ઉગ્યો૦
રહો સુખી એ આશીષ અમારી, વિઘ્ન હરો વિશ્વેશ;
મંગલ પ્રસંગે વળી પધારી દેશો લાભ વિશેષ..............ઉગ્યો૦

## ૧૫.

( રાગ. મંજરીએ મનડું મોહ્યું રે.......એ રાગ. )

રે! માનવંત સદ્‌ગૃહસ્થો રે...અરજી ઉરમાં ધરજો, અમારી અરજી (૨)
તમ દર્શનથી આનંદ વાધ્યો રે...અરજી...અમારી...રે! માનવંત.
અમ રંક બાલને આંગણે, આવ્યા ગૃહસ્થ મે'માન;
બનતું દીધું બાલથી...પ્રેમે કરી સનમાન
થોડું કર્યું વધુ ઉર ગણજો રે...અરજી...રે! માનવંત.

સત્ કેળવણી ઉત્તેજવા, પધાર્યા સહુ સજ્જન;
ફળ મહેનતનું આપીને, હરખાવ્યાં શિશુમન.
તમ કીર્તિ દશદિશ વધજો રે...અરજી...રે! માનવંત.
ઇનામ સમારંભ આજનો, ઉત્સવ ઉજવીએ આજ;
ઉત્સવમાં ઉત્સવ ભળ્યો, સફળ થયું અમ કાજ.
નૃપને દીર્ઘાયુ પ્રભુ અર્પો રે...અરજી...રે! માનવંત.
લેખકઃ—શિક્ષક, કુન્દનલાલ આદિત્યરામ પુરોહિત.

૧૬.

(રાગ—મૃગનયની, મૃગનયની.)

સદ્ગૃહસ્થો (૩) ભલે પધાર્યા;
અમ હૈડાં હરખે ભરાયાં—સદ્ગૃહસ્થો.
૧લો વિ૦—અમ મહેનતનું ફળ આપોને. (૨)
૨જો વિ૦—શિશુ અરજી ઉરમાં સ્થાપોને. (૨)
બધા વિ૦—લ્યો લ્હાવોને...લ્હાવોને...લ્હાવોને...વા૦-સદ્ગૃહસ્થો.
૧લો વિ૦—તમ કીર્તિ દશદિશ વ્યાપોને, (૨)
૨જો વિ૦—પ્રભુ અખંડ આયુ આપોને, (૨)
બધા વિ૦—ગૃહસ્થોને...ગૃહસ્થોને...ગૃહસ્થોને...આ-સદ્ગૃહસ્થો.
લેખકઃ—શિક્ષક, કુન્દનલાલ આદિત્યરામ પુરોહિત.

૧૭.

હરીગીતની ચાલમાં.

શાણા સાહેબો સુજ્ઞ છો, સત્કીર્તિ સૌ સ્થળ શોભતી,
કલ્યાણકારી કાર્યદક્ષ, હંમેશ બેશ થઈ કૃતિ;
પિતા સમાન પવિત્ર ચિત્ર ચારિત્ર્ય રૂડું ઓપતું,
ક્ષમા શીલ ઔદાર્ય ઉત્તમ, દિલ દયાળુ દીપતું. ૧

ગુણવાન પર છે પ્રેમ, ને વળી ક્ષેમ સર્વેનું કરો,
ઇન્સાફ આપી અદલ દીનનું દુઃખ હોંસેથી હરો;
આશીષ ઉચરે બાળ સહુ રહો અમર કીર્તિ આપની,
સુખમાં કુટુમ્બ સદૈવ રાખે, સૃષ્ટિમાંહિ શ્રી હરિ. ૨

## ૧૮.

રાગ ધનાશ્રી.

રમ્ય દિસે અતિ આજ, સુજ્ઞ સભા રમ્ય દિસે અતિ આજ;
સરસ્વતી મંદિર શોભ્યું જાણે, મળ્યો છે સુર સમાજ સુજ્ઞ૦
સાહેબ શાણા, ને સદ્‌ગૃહસ્થો, ભલે પધાર્યા આજ સુજ્ઞ૦
હેતે મ્હાલી, પ્રસન્ન વદને, નમન કરે શિશુ સાથ. સુજ્ઞ૦
દીન દીન ચઢતી સૌ જશ પામો, દે આશિષ શિષ્ય સમાજ. સુજ્ઞ૦

## ૧૯.

આનંદનો દીન આજ અમારે, આનંદનો દીન આજ;
હર્ષિત સર્વ સમાજ અમારે, આનંદનો દીન આજ.
કેળવણીનો બાગ ખીલ્યો આ, રામરાજ્ય સમ કાજ, અમારે આનં૦
દાન વિદ્યાનું અમને દીધું, સખાવતે સરકાર; અમારે આનંદ૦
ગુરુએ ભણાવ્યા, કીધી પરીક્ષા નીવારો અપરાધ. અમારે આનંદ૦

## ૨૦.

( મા મને ચાંદલીઓ વહાલો એ રાગ. )

દર્શને અંતર હરખાયે (૨)
અંતર હરખાયે
સર્વને ઉમંગ ના માગે (૨)
કરુણા લાવી ભલે પધાર્યા (૨)
આ શાળાની માંહે......દર્શને...(૨)

× ×, શુભ ગુણવંતા (૨)
સુખી રહો સદાયે......દર્શને...(૨)
કરુણાવત્સલ કૃપા કરીને (૨)
કર ચિરાયુ સદા...યે......દર્શને...(૨)

૨૧.

ભાવ ધરીને ભલે પધાર્યા, × × × આજ,
× × સંગે રંગે, શોભાવીને સકળ સમાજ,
માને સજ્જન સમસ્ત મળીને, પુરણ આપ તણો ઉપકાર;
વારંવાર વિભુને વિનવે, સદા હજો તમ જય જયકાર. ૧
કાર્ય સુધારાનાં કીધાં બહુ, લીધા પ્રજાના આશીર્વાદ,
શાન્તિ સમર્પી અમલ મહી, દઈ રંક તવંગર સરખી દાદ;
વિસ્તાર્યું કેળવણી ખાતું, મળતાં આપ સબળ આધાર. વારંવાર. ૨
શિક્ષક સર્વ બન્યા ઉમંગી; દર્શાવે દીલથી આભાર,
અંતરથી આશિષ અર્પે સૌ, સદા હજો સંપત્તિ સુખ લ્હાણ;
કષ્ટ હરી કીરતાર તમારાં, ઘો યશ આયુ કુશળ કલ્યાણ. વારંવાર. ૩

૨૨

આજે ભલે પધાર્યા, સાહેબ પોતે; સજ્જન મંડલ સાથે. ટેક.
શિશુ સકલના, શિરસા ને મનસા; અભિવંદન બે હાથે (૨)
ખુશી ખુશી આપ આગમનથી, આનંદ આનંદ થાય;
ઇંગ્લિશ તાજથી શાંતિ છે સારી, જયોર્જનો જય જય થાય આજે.

હેતુ—છોકરાઓ કોઈ શિષ્ટ પુરૂષ આવતાં ફક્ત ઉભા થઈ સલામ કરે, તે કરતાં કંઈક બોલીને વિનયથી નમન કરે, એ વધારે સારૂં,

પુરુષોત્તમ ગોવિંદરામ ભટ્ટ, મહેતાજી રાયપુર.

## ૨૩
### રાગ કલ્યાણ.

ભલે પધાર્યા × સાહેબ, ભલે આજે તમો;
તમો નામદારને જોઈને ખુશી બહુ અમો.
વિદ્યાના ઉત્તેજન ખાતર પધાર્યા સહુ;
મેળાવડો શેઠ સાહુકારનો દીપે રૂડો બહુ.
મગન મગન ખુશી ખુશાલ હમ બાળકો સહુ.
ત...ન...થી ધ...ન...થી મ...ન...થી ર...હે...જો ખુશાલ.
દ...લ...તો વિશાળ, પામજો તમો (૨) ભલે પધાર્યા૦ ૧
ઇનામ રૂડાં વ્હેંચવાનો રૂડો આ પ્રસંગ;
ભલે તમો પધારીઆ ભલો થયો સતસંગ.
જુઓ હમ બાળકોને કેવો થયો ઉમંગ;
આ...નં...દઃ આ...નં...દ સુ...ખ
કં...દ મં...દ...મતિ ને લહો. ભલે પધાર્યા૦ ૨
ખુશી અપાર થાય. હમને જોઈ વડા નરો;
સાહેબ × સાહેબનું, પ્રભુ ભલું કરો.
આ વર્ષથી હર્ષથી આકર્ષથી હમારૂં ચિત ચડો. ભલે પધાર્યા૦ ૩
પુણ્યથી વધાવીએ, નમ્ર વિનંતિ કરી,
ચિર ! આયુષ્ય ભોગવો, એ આશીષ હમારી નરી.
વં...દ...ન, વં...દ...ન, આ...આ...નં...દ;
આ...નં...દ મન હમેશ રહો. ભલે પધાર્યા૦ ૪

## ૨૪ સ્વાગત—શિષ્યોના ઉદ્ગાર.
### વસંત તિલકા—

આજે અમોપર કૃપા અતિશે કરીને;

× અધિકારીનું નામ + હોદ્દો—કલેકટર, કમિશ્નર વગેરે.

કીધું નીરિક્ષણ વિઝીટ રૂડી કરીને;
જે પ્રેક્ષકો નવિન લાભની વાત થાપે,
એ પ્રેક્ષકોથી શિશુઓ બહુ લાભ પામે. ૧

આપો સુશિક્ષક તણો સહવાસ સારો,
આપો ઇનામ શિશુ જો સદ્ગુણ વાળો;
આપો પ્રજામત વિષે કરીને ઇસારો.
છે શિક્ષકો સુશિલ ત્યાં શિશુમાં સુધારો. ૨

દ્યો શિષ્ય-વૃત્તિ ભણવા પર પ્રેમ ભાળો,
દ્યો શિષ્ય-દાન ગુણી-શિષ્ય કદાચ ન્યાળો
છે બંધુભાવ પ્રભુ પ્રેમ વિષે વધારો
છે શિક્ષકો સુશિલ ત્યાં શિશુમાં સુધારો. ૩

## ૨૫ એ ગુણ (સદ્ગુણ) રહિત શિક્ષક.

રાગ ઉપરનો.

જ્યાં માર ફાડ બહુ બાળક પ્રેમ ઓછો,
જ્યાં નીતિના નિયમનો અજવાસ ઓછો;
જ્યાં શિક્ષકો વખત વ્યર્થ ખુએ અથાગો,
એ શિક્ષકોથી અમને અળગા જ રાખો. ૪

આચાર-વાણી મહીં ભેદ ભળાય જ્યાંથી,
તે શાળમાં શુભ કથાય કહેણી કયાંથી ?
શિષ્યો વધે તદપી " શેઠ વખાર નાંખો, "
એ શિક્ષકોથી અમને અળગા જ રાખો. ૫

## ૨૬ વાર્ષિક તપાસણી થયા પછી.

( રાગ—રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં. )

આજે પરીક્ષા લેવાને પધારીયા, લઈ તસ્દી. ને કીધો તપાસ;
આવી અમ પાસ; આનંદ ઉભરાય છે. ૧

યોગ્ય સુચવ્યું અમને સુધારવા, ભલામણુ તે કીધી ભલી ભાત;
વિવેકની વાત; આનંદ ઉભરાય છે. ૨
આપી સદ્બોધ સરસ સુણાવીયું. વિદ્યા પ્રત્યે વધાર્યો ઉમંગ;
આવી આ પ્રસંગ; આનંદ ઉભરાય છે. ૩
કરી કદર અમારા અભ્યાસની, ઉતેજન માટે આપ્યાં ઇનામ;
તપાસી તમામ, આનંદ ઉભરાય છે. ૪
બહુ ભણવાના લાભ બતાવીયા, આપે આવી કર્યો ઉપકાર;
બતાવીયો પ્યાર, આનંદ ઉભરાય છે. ૫
આપ વિદ્યા વિલાસી વિદ્વાન છો, વળી અંતરના છો ઉદાર;
સફળ અવતાર; આનંદ ઉભરાય છે. ૬
પૃથ્વી માંહે પરમારથી પાકજો, સંત શિષ્યની એ અરદાસ;
પ્રભુ તણી પાસ, આનંદ ઉભરાય છે. ૭

[ સુબોધ સંગીતમાળા ભાગ. ૩ ]

## ૨૭ સ્વાગત.

### માઢ.

ઉર આનંદ ધરીએ, સ્વાગત કરીએ, રાય ×
પ્રેમ પ્રફુરીત હરખે વિચરીએ, સ્વાગત કરીએ રાય ×
ભલે પધાર્યા ભૂપતિ, દૂર થયાં સૌ દુઃખ;
સુખી થયાં અવલોકી અમે, રાજા પિતાનું મુખ રે— ઉર૦
પુત્રની પેરે લાડ લડાવી, આપો છો વિદ્યાદાન;
વિદ્યાની વાડી કરી છે ધાડી, આરંભી વિધવિધ કામ,
કળા કૌશલ્યની વૃદ્ધિ માટે, લ્યો તન મનથી લ્હાવ;
ઉજ્વલ કીર્તિ દીગંત ગાજી, રાજી પ્રજા બહુ થાય રે— ઉર૦
ઉપકાર અનુપ કીધા અતીશે ગણતાં નહીં ગણાય;

નવીન શોધો ઉદ્યોગો માટે, દીધાં ઉત્તેજન;
પ્રવીણ વિદ્વાનો નીપાવીને, કીધા રાજધુરામા સામેલ;
રાજકુટુંબ દીર્ઘાયુ ભોગવો બાળની એ આશિષ .. ઉ૨૦

૨૮.

જલનિધિ ઉગમ્યો આનંદનો આ વાર—હાં.
દુઃખહર તમ દિદાર,
હર્ષ ઉરમાં નિરખીને,
કૃતારથ સૌ થયા અમે અપાર—હાં. જલનિધિ. ૧.
શિરોમણી નૃપ ન્યાથી
ગુણવંત છો ઘણા, નહિં કહિં છે મણા,
ચતુર છો ચોગણાં સકળથી,
પધારી પુરી આશા.
વેલી ફુલી મનોરથ આ ઠાર— જલનિધિ. ૨
"**शतं शरदं**" વર્ષ પુરૂં આયુષ્ય પામો!
રહો આબાદિ આપની ગાદી.
પગપળ, અવિચળ, નિરમળ, વધો યશ, અરિદળ,
થજો સંહાર—જલનિધિ. ૩

## ૨૯. સલામ.

સલામ સલામ સલામ, સહુ કરીએ સલામ;
સુજ્ઞ મહાશયોને પ્રેમે કરો પ્રણામ.
વિનય ને સુવિદ્યા સ્થાપો, કાપો કુમતિ ક્લેશ;
દુર્ગુણ દુરાચાર નિવારો, આપો શુભ હંમેશ. સલામ.
દ્વીકર જોડી ઇશ્વર પાસે, યાચિયે વારંવાર,
સર્વ પ્રકારે શ્રેય બક્ષો પૂરો મનની આશ. સલામ.

## ૧ બાળાઓ માટેનાં સ્વાગતનાં ગીતો.

વાહ! વાહ! વાહ! એની વાહ! વાહ! વાહ!
અત્રે સાહેબ પધાર્યા, એની વાહ! વાહ! વાહ!
આપણને તો દેશે ઇનામ, સૌ મળીને કરો સલામ. એની. ૧
આનંદ રવિ ઉગ્યો આકાશ, હર્ષ છવાયો અતિ આવાસ. એની. ૨
ભલે પધાર્યા ભૂપ આ ઠામ, આનંદ તાળી આપો તમામ. એની. ૩

## ૨ હાર પહેરાવવા સંબંધી ગીત.

શાણી સખી આની-વાર, કુસંબનો લાવો હાર;
સાહેબ કંઠે આરોપવા, જાઉં જાઉં, જાઉં;
બે'ન સાહેબ કંઠે આરોપવા, જાઉં, જાઉં, જાઉં.
સુગંધી સહિત લાલ, ગુલાબી અપાર;
પુષ્પથી વધાવી, રાજી થાઉં થાઉં થાઉં;
બે'ન પુષ્પથી વધાવી, રાજી થાઉં થાઉં થાઉં. શાણી.
ભૂપતિ પધાર્યા ભાગ્ય આપનાં આ વાર;
સુભટ શુરના ગુણ ગાઉં ગાઉં ગાઉં.
બે'ન સુભટ શુરના ગુણ ગાઉં ગાઉં ગાઉં. શાણી.
દયાવંત, દેખી દીલ ઉમંગ આ વાર;
શાણી સખી ઇનામ હું લઉં, લઉં, લઉં.
બે'ન શાણી સખી ઇનામ હું લઉં લઉં લઉં શાણી.
(મળેલું.)

## ૩

(આવી છે બાણને આંગણે રે જાદવકુળની જાન એ રાગ.)

રૂડો દિવસ આજે આવિયો રે, હૈડે હરખ ન માય;
રાજવી રૂડા પધારિયા રે, શાણા ગુણીઅલ સાહેબ. રૂડો૦

સાથે સોહામણા રે, સરખા સરખી છે જોડ;
ચંદ્ર કુમુદ પેઠે શોભતા રે, તેમાં નહિ કાંઈ ખોડ. રૂડો૦
આસન આ શોભાવિયું રે, છો સુજ્ઞ સુજાણ;
આપ પધારી પ્રેમથી રે, થયો છે ઉપકાર. રૂડો૦
બાળ કેળવણી હિત કારણે રે, ઉર ધરી ઉછરંગ;
કન્યાઓ આ નિશાળની રે, શુભ દેછે આશીષ. રૂડો૦

૪

બાળ્યાં બાળ્યાં સવાએમણ તેલ, રે, સહવારે, સહવારે.
કાગળ ઉકલ્યા રે ! ! ! લોલ, એ રાગ—
કીધી તમે પૂર્ણ કૃપા પ્રભુ આજ રે પધાર્યા,
સાહેબ પ્રાન્તના રે ! ! ! લોલ.
* મિસિસ * * ને નિર્ખી બાળ રે, ! ! !
હરખાયાં, હરખાયાં શિશુઓ શાળનાં રે ! ! ! લોલ.
માગે માગે શિક્ષકની સાથે શિશું સર્વ રે, પ્રભુજી-પ્રભુજી,
દેજો એટલું રે ! ! ! લોલ.
ઇચ્છે તેથી અધિકાં અમલ ને આયુષ્ય રે,
દાંપત્યને, દાંપત્યને સંપત્તિ સહ રે ! ! ! લોલ.

ગિરિજાશંકર કરુણાશંકર ભટ્ટ.

૫

સખી સ્નેહથી સૌ આવો, ફરી અવસર હવે નહિ આવે આવો. સખી૦ ૧
આપણ કાજે એ અહીં આવ્યા, (૨) આપણ હાર પહેરાવો સખી૦ ૨
આપણને ઇનામો આપ્યાં, આપણ જય ઉચરાવો. સખી૦ ૩
માગો પ્રભુ પાસે સૌ પ્રેમે, ફરી અવસર હવે આવે આવો. સખી૦ ૪

* જેને લાગુ પડે તે નામ મૂકવાં.

## ૧ રાજા પ્રત્યે શુભેચ્છા અને આશીર્વાદ.

અમારા ભાગ્યતણો નહિ પાર, કેળવણી વધારી સારી,
રાય પ્રતાપી દેશ દેશના, અનુભવના લેનાર;
વિવિધ પ્રકારે શોધ કરીને, શિક્ષાના દેનાર. અમારા૦ ૧
અજ્ઞાની જનો, સુધારવા માટે, પ્રયત્ન ચાલે હાલ,
ફરજીઆત કેળવણી આપી કરે જ્ઞાન વિસ્તાર.
સર્વશાસ્ત્રો ભણી ગણીને ઉદ્યમ શીખે સાર.
રાય પ્રતાપી ઘણું જીવો, ઘણું જીવો, બોલો જય જયકાર.(૩) ૨

---

## ૨ નવીનવર્ષે બાળકો પ્રત્યે શુભેચ્છા.

### દોહરા.

નવીન વિક્રમ વર્ષમાં, એ છે મુજ આશિષ;
બહુ બળ-બુદ્ધિ અર્પજો, તમને શ્રી જગદીશ !
તન, મન, રોગ વિના રહો, પ્રિયજન સંગ પ્રફુલ્લ;
સાચાં, શુદ્ધ બની રહો, વિશ્વ વાડીનાં ફૂલ !
માતૃભૂમિ માબાપને, દેતાં શીખી માન;
ભારત માતાનાં ખરાં, બનજો પ્રિય સંતાન !
સદાચાર રાખો ગ્રહી, દુરાચારથી દૂર;
કુમળાં તમ હૃદયે ભરો; વિશ્વપ્રેમ ભરપૂર !
ગૃહ, કુટુમ્બ ને દેશના, થૈ સાચા શણગાર;
જીવન દીર્ઘ તમે જીવો ! લઈ દુનિયાના લ્હાવ.

સીતારામ જે શર્મા.

## ૩ આશીર્વાદ. (દોહરા)

પ્રભુ નૂતન વર્ષમાં હર્ષ ભરો, ધન ધાન્ય પ્રભુ સુત લાભ મળો;
સહુ દંપતિનાં પ્રભુ દુઃખ હરો, લાભ લાભ અખૂટ હમેશ ખરો–પ્રભુ. ૧
સિદ્ધિ બુદ્ધિ પ્રભુ સહાય કરો, ધર્મે રતિને આરોગ્ય ભરો;
વેપાર વિષે શુભ લાભ મળો, આશીષ અમારી પ્રભુજી ફળો–પ્રભુ. ૨

### ૪ (કલ્યાણ.)

શ્રી સિદ્ધિના પતિ, પ્રભુ બુદ્ધિના પતિ.
× × × કરો સહાય ગણપતિ

નવા વર્ષમાં હર્ષ વધારો, પુરો મનની આશ;
ધર્મ નીતિનું જોર વધારી, પુણ્ય પ્રસારો ખાસ. શ્રી૦ ૧

સુત સુતા, દારા સૌ સમજો, ધર્મ કર્મનું શાન,
પિતા–ભક્તિ, પ્રભુ–ભક્તિ કેરું, ઉરમાં લે અભિમાન શ્રી૦ ૨

સ્નેહી સભાં સ્નેહે સુખરૂપ થાજો, ટળજો દુઃખ કંકાસ;
ધંધામાં જશ, લાભ ખાટજો, વધજો બુદ્ધિ પ્રકાશ. શ્રી૦ ૩

ભક્તિભાવ ઉરમાં પ્રભુ ભરજો, શ્રી શ્રીથી જગદીશ;
આયુને આરોગ્ય વધારો, એ આપું આશીષ. શ્રી૦ ૪

## ૫ વેકેશન અને લગ્નસરામાં બાળકોનો આનંદ.

(ગઝલ.)

અમે તો જાનમાં જશું, અમે તો લાડવા ખાશું;
અમે તો પુષ્ટ સૌ થાશું, અમે આનંદમાં ન્હાશું.
અમે તો મોજમાં રે'શું, અમે તો ખેલ ખેલીશું;
અમે મોસાળ ચાલીશું, અમે સૌ સાથ ચાલીશું.
હસીશું ને હસાવીશું, સહુને સુખ આપીશું;
પ્રભુનો પાડ માનીશું, કુટુંબમાં પ્રેમ રાખીશું. (બા. ર. શાહ.)

સમાપ્ત.

ॐ

## ૨૩

### મેમાન થયાં તમે મારાં—એ રાગ.

વિભુવર અમ બંધુ માગે-સત્પ્રવૃત્તિ સુયશાળી,
સૌ બાળ મળીને આજે, કરીએ સ્તુતિ શુભ કાજે;
કંઈ અલ્પમતિથી આજે, નિશદિન પ્રભુ આ આપો. સત્પ્રવૃત્તિ સુયશાળી.
વિદ્યાના વ્યસને રહીએ, સહુ પાઠ હોંશથી કરીએ;
બહુ ભ્રાતૃભાવને સજીએ, કુવિચાર સર્વે અમ તજીએ;
મુજ નાથ મતિ મને આપો. સત્પ્રવૃત્તિ સુયશાળી.
આળસ જે દુઃખને દેતું, ગરીબાઈ આવે છે લેતું;
જે દીન-જનોમાં રહેતું, તે ટાળી પ્રભુ બહુ આપો. સત્પ્રવૃત્તિ સુયશાળી.

સ્વર્ગસ્થઃ—અમૃતલાલ નાથજી સ્કૂલમાસ્તર ભુવાલડી

## ૨૪

### ભૈરવી.

રે ! પ્રકટાવ પ્રભુ તવ જ્યોતિ ! ધ્રુ૦
અંતરમાં અંધતિમિર તરંતું, ચિદ્દવૃત્તિ બળ ખોતી. રે !
અણુ અણુમાં મનમર્કટ કૂદે, જ્ઞાનાંકુરો ખાય ગોતી રે!
આત્માતણી ગૂઢ શક્તિ અનાદિ, પ્રતિજન દેહે સ્હોતી, રે!
કિંતુ અહીં પ્રલયાભિમુખા બની, મમ સમીપે નહીં જોતી. રે!
બહુ અથડાવે દીર્ઘ સમયની, પાપ તિમિર પનોતી. રે!
અંધ અરણ્યે શકું ના પિછાણી, ક્યાં કંકર ક્યાં મોતી. રે!

ચૂનીલાલ વર્ધમાન શાહ.

## ૨૫

વિશ્વપાળ ધી વિશાળ છો દયાળ દેવ રે,
લાભકારી સૌથી સારી છે તમારી સેવ રે;

જ્ઞાન આર્ક સઘ હરક દુઃખ નર્ક ખાણીતા,
આપ ચરણ તાપ હરણ પાપ હરણ પ્રાણીના. ૧

શુદ્ધ જ્ઞાનનો નિધાન, તું સમાન તુંજ છે,
જે ઉગે જ સર્વ એ જ તેજ પુંજ પુંજ છે;
હું અજાણ શા પ્રમાણ લઉં વખાણ વાણીના,
આપ ચરણ તાપ હરણ પાપહરણ પ્રાણીના. ૨

જાણી દાસ ત્રોડી ત્રાસ રાખ પાસ રીઝીને,
સાંજ પ્રાત તો ન તાત બોલું વાત બીજીને;
થા સહાય કષ્ટ જાય રંક રાય રાણીના
આપ ચરણ તાપ હરણ પાપહરણ પ્રાણીના. ૩

૨૬

( લલિત છંદ )

અખિલ વિશ્વમાં કૃત્ય તાહરાં, સગુણ રૂપથી શોભીતાં ખરાં,
અધ નિકંદના ધર્મકંદના અનુપ બ્રહ્મ રે, તું કૃપાધના. ૧

ભય અનેકને સંકટો સહુ, પ્રભુ તું રક્ષજે તે થકી બહુ;
અમર રાખજે જે નિરંજના અનુપ બ્રહ્મ રે તું કૃપાધના. ૨

નિયમ તાહરા પ્રૌઢ સર્વદા ઘટિત લોકને રક્ષતા સદા;
અહીં પુરુષને તો કરે ફના અનુપ બ્રહ્મ રે તું કૃપાધના. ૩

ઘટ ઘટે કીધી તેં ઘણી લીલા, ઘણી જ દીપતી સાંધ સુશીલા,
અચળ નામ એ વિશ્વવંદના ,અનુપ બ્રહ્મ રે તું કૃપાધના. ૪

હરઘડી નમી વિનવું તને દીન દયાળ તું પાળની મને;
અંતર પામી હેત ઇ૦ ભક્તિના, અનુપ બ્રહ્મ રે તું કૃપાધના. ૫

૨૭

પ્રભુ સ્તુતિ ઉચરીએ તારી, તું મહેર કરને મોરારિ રે. પ્રભુ૦
તું ભવતારણ દુઃખ નિવારણ (૨) સર્વ જગતનો પાલક રે. પ્રભુ૦